# પ્રેમભક્તિ-ગ્રન્થમાલા


| | | |
|---|---|---|
| | | પહેલી આવૃત્તિની સાલ |
| | ૧, કેટલાક કાવ્યો | ૧૯૦૩-૦૮ |
| * | ૨, રાજ્યસૂત્રોની કાવ્યત્રિપુટિ | ૧૯૦૩-૦૫-૧૧ |
| | ૩ વસન્તોત્સવ | ૧૯૦૫ |
| * | ૪, ઇન્દુકુમાર, અંક ૧ લો | ૧૯૦૯ |
| * | ૫, ન્હાના ન્હાના રાસ | ૧૯૧૦ |
| * | ૬ શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી | ૧૯૧૦ |
| * | ૭, જયા-જયન્ત | ૧૯૧૪ |
| * | ૮, મેઘદૂત, સમશ્લોકી | ૧૯૧૭ |
| * | ૯ ઉષા | ૧૯૧૮ |
| * | ૧૦, ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| * | ૧૧, રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| * | ૧૨, પ્રેમકુંજ | ૧૯૨૨ |
| * | ૧૩, પ્રેમભક્તિ-ભજનાવલિ | ૧૯૨૪ |
| * | ૧૪, સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| * | ૧૫, સંસારમન્થન | ૧૯૨૪ |
| | ૧૬, ગીતમંજરી | ૧૯૨૬-૧૯૨૮ |
| | ૧૭, ઇન્દુકુમાર, અંક ૨ જો | |
| | ૧૮, ઇન્દુકુમાર, અંક ૩ જો | |
| | ૧૯, પુણ્યકથા | |
| | ૨૦, જહાંગીર-નૂરજહાન | |
| | ૨૧ અકબરશાહ | |



પ્રકાશક રા. રા. મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે,

ત્રણ દરવાજા-અમદાવાદ


( * આ નિશાનવાળાં તેર પુસ્તકો હાલ મળે છે )

પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# સાહિત્યમન્થન

કર્તા –

ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૮૦ ઈ. સ. ૧૯૨૪

કીમત સવા રૂપીઓ

## પ્રેમના અવધૂતોને



સાધુત્વ છે સજ્જનરંગ ઘેરો
સૌન્દર્ય છે રંગ જ પ્રેમ કેરો,
વીરત્વનો રંગ દયા-ક્ષમા છે
આયુષ્યનો રંગ રસિકતા જ છે

૨

જોગીના જોગ-સન્યાસ રસિકોની રસિકતા
સૌજન્ય સજ્જનો કેરાં ક્ય્હાંથી એ સહુ આવતા?

૩

હા, મેઘમાંથી ઝડીઓ ઝમે છે
રવિશશિના કિરણો રમે છે
ક્હો તારલાના તનખા ક્યહાંથી એ?
મન્દાકિનીના મૂળ, ક્હો ક્યહાં હશે?

૪

ગૂઢ છે જડના ભેદો, ગૂઢ છે દૃશ્યના થરો
અગમ્યના ઊંડાણો શાં આત્માના ગૂઢ ગહ્વરો

૫

પાતાળફોડયા જળ કે ધરાના,
અગાધ ઊંડા નિધિકન્દરાના,
ને જો' પડયા અતલ નીર જ આભના, તો
ચૈતન્યના વિભુ તલાતલ કોણ જોતો ?

૬

ફૂટે છે ઝરણો જ્યહાંથી પ્રેમના, પરમાર્થના,
કલાની- કાવ્યની ત્યહાંથી ઝમે છે રસપ્રેરણા

૭

સુન્દરતાની વસન્તમા વિહરતા નિર્ગ્રન્થ ગ્રન્થો ભણ્યા,
પીધી પ્રૌઢ જને વને નિર્જને પ્રારબ્ધની પ્રેરણા,
ને માંડયા રસયજ્ઞ આ જીવનમા સપ્રેમ આનન્દના
એવા જે રસના મહાઅવધૂતો હો ત્હેમને વન્દના



# પ્રસ્તાવના

છેલ્લા વીશેક વર્ષોમા આપણા કવિઓ ને કવિતા વિશે, આપણા સાહિત્ય ને કલા વિષે, વિવેચનાના કેટલાક પ્રસગો કોઈ કોઈ વેળા મ્હારે આવ્યા હતા ત્હેવા પ્રસગોએ મ્હારો અભ્યાસ ને મ્હારી વિચારણા ગુર્જર પ્રજાગણ સન્મુખ જે મૂકેલા ત્હેમાના ઘણાખરાનો આમા સગ્રહ કરેલો છે વીશ વર્ષોમા ન્હાનાન્હાનકડા ચૌદેક વિવેચનોના અઢીસોએક પાના લખે એનો વિવેચકનો દાવો તો ન જ હોય પ્રેમાનન્દ અને નર્મદ વિશેની, અને બીજી યે કેટલીક તો મુદ્દાઓની નોધ જ, લગભગ મૂળ સ્વરૂપે, આમા પ્રગટ કરી છે, એમ ધારીને કે એ નોધ ઉપરથી લેખ કોણ જાણે ક્યહારે યે લખાય, અને આ સ્વરૂપમા યે સાહિત્યઅભ્યાસીઓને કદાચ ઉપયોગી નીવડે

૨ ગુજરાતના સર્વશ્રેષ્ઠ સાહિત્યવિવેચકને ગુજરી ગયે ત્રણ દાયકા વીતી ગયા છે નવલરામભાઈના વિદેહ થયા પછી ગુજરાતના હતભાગ્યે હજી તો કો બીજા નવલરામ ગુર્જરસાહિત્યદેશમા જન્મ્યા નથી ર મણિલાલ નભુભાઈએ કેટલાક વિવેચનો કીધેલા છે, ને તે ત્હેમની સુદર્શનગદ્યાવલિમા છપાયેલા છે રા બ રમણભાઈનુ કવિતા અને સાહિત્ય લખાયે પચ્ચીસ-ત્રીસ વર્ષ થયા, અને પુસ્તકાકારે છપાયે પન્દરેક વર્ષ થયા એ સગ્રહમા થોડાક અવલોકનો છે; પણ ત્હેમાથી માત્ર વિભાવરીસ્વપ્નનુ અવલોકન એ જ

એક ન્યાયાધીશનુ નિષ્પક્ષપાત અવલોકન છે બાકીના ઘણા-ખરા અર્ધસત્યોથી ભરેલા પક્ષવાદી વકીલના ભાષણો છે. એકબે ઉદાહરણો લેઇએ સમવયસ્ક તેજસ્વી મ ડળીમા ભાત પાડતા રા બ ભોળાનાથ સાગભાઈ ગુણવન્તા સાગ સજ્જન હતા રા બ રમણભાઈ ઉચ્ચારે છે કે નરસિહમીરાથી યે, ઓગણીસમી સદીની આખર સૂધી થયેલી ગુજરાતમાની સકલ ભક્તમ ડલિથી યે, ભોળાનાથભાઈ સર્વશ્રેષ્ઠ ભક્તકવિ હતા એ અવલોકનઉચ્ચાર જો પ્રજાજને ન ઝીલ્યો તો ત્હેમા ગુર્જર પ્રજાજનનો વાક છે ? એક તો બ ગાળની બ્રહ્મ-સમાજના ગુલાબજળનુ પાતળુ પાણી તે મુબાઇની પ્રાર્થના સમાજ, ને મુબઇની પ્રાર્થનાસમાજનુ યે પાતળુ પાણી તે અમદાવાદની પ્રાર્થનાસમાજ અને બીજુ પ્રાર્થનામાળાના જ અ કોમાથી સારાના સારા કવિત્વમય છેલ્લા બેત્રણ અ કો-માના યે સારા છન્દ ને પદ, ઘણાખરા, ભોળાનાથભાઇના રચેલા નથી બીજુ ઉદાહરણ મિ નરસિહરાવની કુસુમમાળા પાલગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીના ચોથા ભાગનો ન્હાન-કડો સારો અનુકરણસગ્રહ છે એ નિર્વિવાદ છે, ને બીજા યે મિ નરસિહરાવના કેટલાક કાવ્યો, જે માત્ર શૈલીપુન ગવર્તનના નમૂના નથી તે, એવા રસ ને એવી સુન્દરતાવાળા છે રા બ રમણભાઈ ઈ સ ૧૮૯૩ મા ભાખે છે કે, દલપત–નર્મદ તો શુ, પણ તે સાલ પૂર્વેનો સકલ ગુજરાતી કાવ્યભ ડાર, પ્રાચીન કે અર્વાચીન–નરસિહ મીરા પ્રમાનન્દ દયારામ સામળ અખો મણિલાલ હરિલાલ બાળાશ કર ગો-વર્ધનરામ સહુ ખારો સાગર છે, ને મિ નરસિહરાવની કુસુમમાળા એક જ એ ગુજરાતી કવિતાના ખારા સાગરમાની

મીઠી વીરડી છે, ત્ય્હારે તો ગુજરાતી સાહિત્યવિચારકો ઇતિહાસની ને સાહિત્યની એ ઉક્તિને હાસ્યમન્દિરમાંનો એક ટુચકો જ ગણે, હમીને અનુત્તર જ રહે તો એમા શેનુ આશ્ચર્ય ? મિ નરસિંહરાવે પણ થોડાક સાહિત્યવિવેચનો લખ્યા છે, પણ સાહિત્યરસિકતામા જેમ મિ નરસિંહરાવ ગ બ રમણભાઈથી મ્હોટા છે તેમ એક જ આંખે જોવામાં ને પક્ષવાદિતામા યે મ્હોટા છે કાન્તનુ સિદ્ધાન્તસારનું અવલોકન, રા વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યનુ સરસ્વતીચન્દ્રના પ્રથમ ભાગનુ અવલોકન, ને ગોવર્ધનરામનુ દયારામકાવ્યનુ ભાષ્ય દયારામનો અક્ષરદેહ નવલરામભાઈ પછીના છેલ્લા પાત્રીશ વર્ષોમાના સારામા સારા, પક્ષવાદ વિનાના, આપણાં સમર્થ અવલોકનોના એ નમૂના છે મણિશંકરના સર્વ સારા લેખોની પેઠમ એમનુ એ અવલોકને સુકલાવન્તુ છે રા વિશ્વનાથભાઈના અવલોકનનુ અવલોકન મણિલાલ નભૂભાઈએ કર્યું હતું, ને એ અવલોકનના અવલોકનની યે અવલોકના રા બા રમણભાઇએ કીધી હતી ગોવર્ધનભાઈનુ દયારામભાષ્ય પુષ્ટી માર્ગીય વૈષ્ણવોમા પણ વિચારણીય ને આદરણીય છે છતા કાન્ત કે વૈદ્ય કે ગોવર્ધનરામ—એમાથી કોઈ નવલરામ નથી છેલ્લાં પાત્રીસ વર્ષોમા, નવલરામ પછી એક પેઢી ને સાહિત્યની બે પેઢીઓ વીતી ગઈ છતા, એવા સારગ્રાહી નિષ્પક્ષપાત વિવિધજ્ઞાનસંપન્ન, વકીલસ્થાનેથી નહી પણ ન્યાયાધીશપદેથી વિવેચનોની પરંપરા ઉચ્ચારતા, સાહિત્યવિવેચક ગુજરાતને હજી મળ્યા નથી આપણા સાહિત્યમાની આજની અંધાધુંધીના અનેક કારણોમાનુ એક કારણ એવા સમર્થ પણ સમભાવી, વિશાળદૃષ્ટા પણ ઊંડા મર્મજ્ઞ, ઉદાર પણ

કડવુ સત્ય ભાખનાર, પ્રજાના શ્રદ્ધાસ્થાન ન્યાયાધીશ સરિખડા, સાહિત્યવિવેચકની ખામી છે

माघे मेघे गत वयम् મલ્લીનાયની એ સુવિખ્યાત ઉક્તિમા આર્યાવર્તની પ્રાચીન સાહિત્યઅવલોકનાની ભાષ્યશૈલીનુ ઉચ્ચારણ છે ઇંગ્રેજી ભાષાના સાહિત્યવિવેચનના ઈતિહાસમા ડૉ જ્હોનસનની Analytical=પૃથક્કરણની ને Dogmatic बाबा वाक्य प्रमाणम् ની ૧૮ મી સદીની શૈલી અને ડૉ સ્ટૉફૉર્ડ બ્રૂક ને પ્રૉ ડાઉડન જેવા સાહિત્યઅભ્યાસીઓની Synthetic– સારગ્રાહી ને Expositive–પ્રકાશ પાડી દોરનારી ૧૯ મી સદીની શૈલી, એ બે સાહિત્યવિવેચનની પૃથક્કરણ શૈલીઓ સુપ્રસિદ્ધ છે વીસમી સદીનો યે પા સૈકો તો વીત્યો છે, ને આ યુગમા યૂરોપખડનુ સાહિત્ય, ભરતખડના ભાષાસાહિત્યની પેઠે, પરસ્પર આપલે કાંઇક વધારે કરે છે. પણ સાહિત્યવિવેચન તો, ત્ય્હા તેમ જ અહીં, દેશદેશના Propagandists– સિદ્ધાન્તવાદી રણશીગડા વગાડનારાઓના હાથમા જતું જણાય છે ગોવર્ધનભાઇના દયારામના અક્ષરદેહમા આપણી પ્રાચીન ભાષ્યશૈલી છે; રા બ રમણભાઈ ને મિ નરસિહરાવના સાહિત્યઅવલોકનોમા ડૉ જ્હોનસનની ૧૮ મી સદીની શૈલી છે, રા વિશ્વનાથ વૈદ્યના સરસ્વતીચન્દ્રના અવલોકનમા ડૉ સ્ટૉફૉર્ડ બ્રૂકની ૧૯ મી સદીની શૈલી છે ૨૦મી સદીનો યૂરોપનો પડઘો આપણે ત્ય્હા યે થોડાક વર્ષોથી પડયો છે નવલરામભાઈ તો પ્રસગાનુસાર એ સહુ વિવેચન પદ્ધતિઓનો ઉપયોગ કરતા વિવેચના સદા એક જ પદ્ધતિએ થવી જોઇએ એમ તો ન જ કહેવાય, ને એ ઇષ્ટ નથી છતા મ્હને તો–એક સાહિત્ય-

અભ્યાસીને તો ડૉ સ્ટૉફર્ડ બ્રૂકની સારગ્રાહી અભ્યાસશૈલી ગમે છે. મ્હારી પ્રકૃતિ એ ઢાળે ઢળેલી છે, ને આ લેખસંગ્રહના લેખોમાં મુખ્યત્વે એ જણાશે

૪ બે આંખે જોવું ને ઢાલની બન્ને યે બાજૂ જોવી, ન્યાયાધીશની ન્યાયતુલાની દાંડી વિતંડાના કો ઝંઝાનિલથી ન ડોલી જાય, એકકે યે છાબડામાં, અજાણતાં યે, મૈત્રીનો સગપણનો પક્ષવાદનો ધડો ન આવી જાય, કંસણી કાછિયાઓ, કોઈક ને ક્ય્હારેક, કરે છે તેમ Propaganda–ચળવળિયાપણાનો ઝોક એકકે ય બાજૂ ન અપાઈ જાય, એ સંભાળવું ખરેખર અઘરૂં છે ત્હેમાં યે જ્ય્હાં અપીલ નથી, શ્રદ્ધાસ્થાન ન્યાયમન્ત્રી નથી, સર્વમાન્ય ઠરેલી નિયમાવલિ કે ધારાશાસ્ત્ર અત્ય્હારે નથી, ત્ય્હાં તો સમતા જેટલી વિકટ છે તેટલી જ જરૂરી છે **समत्वं योग मुच्यते**, સમતાને જ ગીતાકારે યોગ ભાખેલ છે, ને યોગ જેટલી જ તે આજે દુર્લભ છે સમતુલાવ્રત એ ન્યાયમન્ત્રીનું તેમ જ સાહિત્યવિવેચકનું પ્રથમ વ્રત છે, એમની ગુણસામગ્રીમાં નિષ્પક્ષપાતપણું એ પ્રથમ ગુણ છે જૈન ધર્મના પરમ સાધુભક્ત આનન્દઘનજી મહારાજ પોતાના એક ભજનમાં વાણી પાસે ફરિયાદ ઉચ્ચારાવે છે કે “ માઈ રે ! મુને નિરપખ કિણુહી ન મૂકી.’ નિરપખ–નિર્પક્ષ વાણી એ સાહિત્ય વિવેચકનો પરમ ધર્મ છે સમભાવ, મર્મજ્ઞતા, ઉદારતા, વિશાલ જ્ઞાનસંપત્તિ, બહુશ્રુતપણું, ઉંડી આલોચના, વાંચેલું–વિચારેલું વારેવારે વાગોળવાની સુટેવ, કોઈ પણ સાહિત્યમાં એ ગુણવન્તા જ સમર્થ સાહિત્યવિવેચક નીવડે, એવાની જ આણના ચોઘડિયાં સાહિત્યદેશમાં સર્વત્ર સંભળાય ઇંગ્રેજોમાં

તો કહેતી રૂપ જ થઈ ગયુ છે કે A failed author-નિષ્ફળ નીવડેલ લેખક તે કનીષ્ટમા કનીષ્ટ સાહિત્યવિવેચક કારણ કે અભ્યાસકની ગુણગ્રાહકતા ત્યા નહી, સ્પર્ધા–મલ્લોના જેવી સ્પષ્ટ ખુલ્લી ઉજળા દિવસની સ્પર્ધા યે નહી, પણ બળતી ઝળતી અસૂયા એવા Failed authors–નિષ્ફળ સાહિત્યકારોની વિવેચનાની પ્રેરણા હોય છે સહુ દેશકાળની પેઠમ આપણા દેશકાળમા યે એવા અવલોકનકાર નથી એમ નથી

૫ આપણા સાહિત્યના અગ્રણીઓ એ ગુણગ્રાહકતા, એ સારસારગ્રહણી, એ સમભાવ ને ઉદારતા, કૂપમડુકની દૃષ્ટિલઘુતાનો ત્યાગ, નિષ્પક્ષ નયણે સાહિત્યને નિરખવા–પરખવાની ટેવ જેમ જેમ પાડશે તેમ તેમ સાહિત્યનો વાતાવરણ ડહોળાયેલો મટી નિર્મળ થશે, સાહિત્યના વાયુ પ્રજાને પથ્ય ને આરોગ્યદાતા થશે, ઉન્હાળાના શીતળ સુગન્ધી સમીરણાની પેઠમ હુલ્લાસક ને પ્રેરણાપાતા થશે પ્રાચીન વિતડાવાદીઓની પ્રણાલિકા કહેવાય છે એવી જ આજે તો આપણા ઘણાખરા અર્વાચીન સાક્ષરશાસ્ત્રીજીઓની યે શોકકથા છે

૬ આ સગ્રહમા પ્રસિદ્ધ થતા વિવેચનો કરતા મ્હારો અપ્રસિદ્ધ સાહિત્યઅવલોકનનો ભડાર અનેકધા વિશાલ છે, પણ તે કદી યે પ્રસિદ્ધિ પામી શકે તેમ નથી મ્હારા કાવ્યોને અને મ્હારી નવીન કાવ્યશૈલીને છપાતા છપાતા પા સૈકો વીતી ગયો છે, ને જનસમાજે એ પા સૈકામા પરમ આદર, અવલોકનોથી અનુકરણોથી ને બીજી રીતે, આપ્યો છે છતા યે સખ્ત વિરોધની ઉગ્ર ટીકાઓ નથી થઈ એમ નથી એ પરમ આદર ને એ ઉગ્ર વિરોધ છતા

ચે મ્હાગ પોતાના જેટલો ને જેવો મ્હારી કવિતાનો સખ્ત ટીકાકાર હજી તો બીજો જોયો જાણ્યો નથી આપણા યોગીઓ ખીલાની શય્યાએ સૂતા, વૃક્ષડાળેથી ઉંધે મસ્તકે લટકતા એ દેહદમન ને એ આત્મસંયમનને પરિણામે પૃથ્વીમા દેવજ્યોત પ્રગટની જેમન કેથોલિક ખ્રીસ્તસપ્રદાયના તપસ્વી સાધુસન્તો મઠના ભોયરાના એકાન્તમા પોતે પોતાને ખીલાગૂથ્યા જોગબન્ધથી મારતા આજે યે મલ્લો અખાડાઓમા પોતાની સ્નાયુથેલીઓને ઘડે છે, ટીપે છે, મહાગે છે ઉગ્ર આત્મનિરીક્ષા ને સખ્ત આત્મપરીક્ષાને અભાવે ઘણા ઉગતા ને આશાવન્તા સાહિત્યકારો અકાળે અસ્ત પામેલા દીઠા છે યોગીઓના તપ સમી સાહિત્યયોગીઓની યે તપશ્ચર્યા જ એમની પરમ કલ્યાણક છે, પચાગ્નિની અગ્નિપરીક્ષા જ પરમ શુધ્ધ કાચન સાગવનારી છે જીવનના માર્ગથી સાહિત્યના માર્ગ વધારે સરલ નથી આત્મપરીક્ષા નબળી હશે, વિવેચકની પરીક્ષા પક્ષપાતી હશે, ત્હેમને યે જગત્પરીક્ષા આપવાની બાકી રહે છે, ને તેથી યે વિકટ યુગે યુગે બદલાતા ભવિષ્યકાલના પરીક્ષણનુ પુનરાવલોકન તો સદા સહુ સાહિત્યઉપાસકને શિરે ખડુ છે જ

૭ આ સગ્રહમાના લેખો સાહિત્યના અભ્યાસના છે, મીમસાના નથી, વિચારણાઓના છે, શાસ્ત્રના નથી એ રૂપરેખ઼ઓ ભાવી કાવ્યમીમાસકોને કલારસિકોને ને રસશાસ્ત્રીઓને કઈક માર્ગદર્શક જેવી યે થાય ત્હો યે ઘણુ છે

ન્હાનાલાલ દલપતરામ કવિ

# અનુક્રમણિકા


| | | પાનું |
|---|---|---|
| ૧, | છન્દ અને કવિતા ( ૧૯૦૯ ) | ૩ |
| ૨, | મીરાબાઇ ( ૧૯૦૩ ) | ૮ |
| ૩, | કલાપીના વિરહનો ઉપોદ્ઘાત ( ૧૯૧૩ ) | ૪૦ |
| ૪, | વીસમી સદીનું સાહિત્ય ( ૧૯૧૩ ) | ૬૭ |
| ૫, | લલિતના કાવ્યોની પ્રસ્તાવના ( ૧૯૧૨ ) | ૮૧ |
| ૬, | કેશવ હ શેઠના રાસ ( ૧૯૨૨ ) | ૮૬ |
| ૭, | કેકારવની પૂરવણીની પ્રસ્તાવના ( ૧૯૨૩ ) | ૯૫ |
| ૮, | ગુજરાતી કવિતા અને સંગીત ( ૧૯૦૪ ) | ૧૦૦ |
| ૯, | નર્મદ ( ૧૯૨૨ ) | ૧૨૫ |
| ૧૦, | પ્રેમાનન્દ ( ૧૯૨૩ ) | ૧૫૪ |
| ૧૧, | ગુજરાતનો કલાભંડાર ( ૧૯૨૪ ) | ૧૮૨ |
| ૧૨, | ગીતાંજલિના ભાષાન્તરની પ્રસ્તાવના (૧૯૧૯) | ૨૦૧ |
| ૧૩, | શ્રી જૈન સાહિત્યપરિષદ, સૂરત ( ૧૯૨૪ ) | ૨૦૭ |
| ૧૪, | નવલગ્રામ-જયન્તી (૧૯૨૪) | ૨૩૦ |




# છન્દ અને કવિતા

काव्य रसात्मक वाक्यम्  રસ જેનો આત્મા છે એવુ વાક્ય તે કાવ્ય આપણા પ્રાચીન આલકારિકોનુ એ સૂત્ર કાવ્યકલાના ઉપાસકોમા સામાન્ય રીતે માન્ય છે તો પછી 'રસ,' 'આત્મા' કે 'વાકય'નો અર્થ ગેયતા કે છન્દોબદ્ધતા સિદ્ધ થાય નહીં ત્ય્હા સૂધી તે બન્નેમાથી એક્કે કવિતાનુ આવશ્યક અગ ઠરે નહીં અન્તર્વાસી રસના સચલન કઈ ગેય કે છન્દોબદ્ધ નથી, એટલે ગેયત્વ એ કવિતાનુ લક્ષણ બની શકે નહીં, અને તે કારણથી જ છન્દ–એટલે અમુક પ્રકારની અક્ષરરચના, માત્રાગણના કે તાલનિયમિતતાવાળી ગેય પરપરા–કવિતાનો અત્યાજ્ય પોશાક કહી શકાય નહીં. જો કે ગેય તેમ જ છન્દોબદ્ધ મનમોહન કાવ્યો લખાયા છે, લખાય છે, ને લખાશે, ત્હો પણ અમુક પ્રકારના વસ્ત્રાભૂષણોમા માનવી મોહક લાગે તે ઉપરથી તે વસ્ત્રાભૂષણ મનુ-

વ્યની વ્યાખ્યામા લક્ષણ તરીકે મૂકાતા નથી, તે જ પ્રમાણે છન્દઅલકાર પણ કવિતાની વ્યાખ્યામા મૂકવા સયુક્તિક નથી અને છન્દશાસ્ત્રનો આપણો પુરાણ ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે, કારણ કે કોઈ પણ સુપ્રસિદ્ધ સસ્કૃત આલંકારિકે કવિતાની વ્યાખ્યા બાધતા છન્દને લક્ષણ કહ્યુ જાણમા નથી ભાવપ્રધાન કાવ્યોને માટે યે ગગરાગણી જેવી કોઈ યેયતા ન હોય તો ચાલે, એ ટેનિસન કવિના કેટલાક ભાવપ્રધાન કાવ્યો બોલે છે કારણ એમ લાગે છે કે કવિતા લખી લેતા આત્મા ગાતો નથી, પણ ગુજારવ કરે છે

એ ખરૂ છે કે ઉછળતુ ધમમસતુ કે ધીરગમ્ભીર રસનુ ઝરણુ મનુષ્યહ્રદયમા ફૂટે છે ત્હારથી જ કઈક અનેરા આન્દોલને ડોલતુ તે વહે છે ખરેખર કલાવિધાનના સમયે કલાવિધાયક એ ભગતીના મોજાઓ ઉપર એક નવડાના પેઠે ડોલે છે ભાવ, કલ્પના, વિચારના રસના મિશ્ર આન્દોલનનો એ ઝોક કવિતાની વાણીમા અલબત હોવો જ જોઇએ, એ હોય તો જ અર્થના રૂપને અનુરૂપ વાણી રહે અસ્ફુટ કલ્પના સ્ફુટ થાય, વાણીથી પર ભાવ વાણીમા ઉતરે, અને રસ રૂપી આત્મા કવિતા દેહે અવતરે, ત્હેની સાથે જ, દેહની સુન્દરતાની પેઠે, વાણીનુ ડોલન પણ જન્મે છે તેથી કરીને રસાત્મામા વસતુ આન્દોલન કાવ્યની વાણીમા અવશ્ય હોય છે જ, ને હોવુ જોઇએ રસના શ્વાસોચ્છ્વાસનો એ સહજન્ય ધડકારો છે, અને શ્વાસોચ્છ્વાસને ગુગળાવી નાખ્યા

વિના ત્હેને અળગો કરી શકાય જ નહીં ત્હેનો વિચ્છેદ તે રસના પ્રાણનો જ વિચ્છેદ છે આ રીતે વાણીનુ ડોલન—Rhythm, દેહની સુન્દરતાની પેઠે, હૃદયના ધબકારાની પેઠ, કવિતાનુ સહજન્ય છે ગેયતા કે છન્દોબદ્ધતા એમ કવિતાના દેહ સાથે જન્મતી નથી વાણીનુ ડોલન કવિતાસુન્દરીની કુદરતી શરીરશોભા છે, છન્દઅલંકાર એ સુન્દરીને ધરાવેલા વસ્ત્રાભૂષણો છે

વાણીનુ એ ડોલન સૌન્દર્યના અને કલાના મહાનિયમ પ્રમાણે રચાવુ ઘટે છે, કારણ કે અર્થની આન્તર સુન્દરતાની વાણી તો બાહ્ય મૂર્તિ છે સૌન્દર્ય અને કલાનો પરમ નિયમ Symmetry—સમપ્રમાણતાનો છે, એક જ અવયવની પુનરુક્તિપરંપરાનો નથી સુન્દર એક ફૂલ કે સુન્દર એક ચિત્ર અનેક અણસરખી પાદડીઓ કે રેખાઓનુ બનેલુ બહુધા હોય છે, એવી જ રીતે અનેક અણસરખા ચરણરૂપ અવયવો ગૂથાઈ એક સુન્દર કાવ્ય પણ બને આ કારણને લીધે સરખા ચરણોની પરંપરા વાણીના ડોલનનુ અપરિત્યાજ્ય સ્વરૂપ હોય એમ સાબીત થતુ નથી આરસની ચોરસ, ગોળ કે ત્રિકોણ લાદીની હારો વડે કલાવિધાયક સુન્દર ફરસબન્દી બનાવે છે, પણ ત્હેમા જ સકલ સુન્દરતાનો સમાવેશ થવાનો દાવો કોઈ કરતુ નથી આકાશપાટે પ્રકૃતિનો કલાનાયક વારવાર જે નવરંગ અદ્ભુત ફરસબન્દી માડે છે તે કંઈક ઓર અણસરખા રંગશકલોની હોય છે.

તેમ જ કવિતામા પણ વાણીની ગોળ કે ચોરસ તખ્તીઓની પરપરા કે પુનરુક્તિમા વાણીના સર્વ સૌન્દર્યડોલનનો સમાવેશ થઈ જતો નથી, અને કુદરતને વધારે મળતા અણુસરખા સૌન્દર્યડોલનવાળી વાણીને માટે સ્થાન રહે છે સીધી ને સુકલાવન્તી નદીના સરખી જલભરપૂર નહેરો યે રચાય છે, પણ પગલે પગલે વકવોળામણી વહે તેથી જ નદીઓ નિર્જલ કે નિસૌન્દર્ય એમ કહેવુ ન્યાય્ય છે? એટલે વાણીનુ ડોલન એકસરખુ નિયમિત–Regular હોવુ જોઇએ એમ પણ સિદ્ધ થતુ નથી કવિતાને આવશ્યક વાણીનું ડોલન અણુસરખુ–Irregular હોય ત્હો પણ, જો રસને અનુરૂપ હોય તો, સૌન્દર્યના તેમ જ કલાના મહાનિયમાનુસાર જ તે છે

ટૂકામા —

ગેયતા કવિતાને આવશ્યક નથી
કવિતાની વાણીમા ડોલન હોવુ જ જોઇએ
વાણીનુ એ ડોલન અણુસરખુ પણ હોય

રસની ફિલસુફીના એ ત્રણ સિદ્ધાન્તો પ્રમાણે કવિતાના દેહને જે આવશ્યક છે તે આ અને આ પદ્ધતિનાં બીજા કાવ્યોમા કેટલે અશે છે એ તો રસવેત્તાઓની કસોટીએ એ કાવ્યો ચ્હડે, અને પછી તેઓ કાચન કે કથીર જાહેર કરે તે ખરૂ પણ આવા કાવ્યોના ચરણ ચરણમા કઈ એક એકસરખુ–Regular કે નિશ્ચિત માપ તો છે જ નહીં

પાણીના ન્હાના મ્હોટા પ્રત્યેક મોજાની થોડી ઘણી કલ'ઓ–Shases થાય છે, તેમ અન્તરના ઉર્મિની કલાઓ થાય છે, ન્હાના મ્હોટા કેટલાક પાસા મળી–બહારથી જોતા–હીરાનુ રૂપ રચાય છે, તેમ કેટલાક પદો–Phrases ગૂથાઈ વાકયો બને છે એ આન્તર તરગની સહચારી કલાઓનુ શબ્દઅગ. વાકયના સગાથે જતા અર્થસબદ્ધ પદ, એ હીરાનો એક એક પાસો પ્રત્યેક ચરણુમા દાખવાય, એ આવી શૈલીના મ્હારા કાવ્યોમા ચરણુમાપનો સિદ્ધાન્ત છે બહારની દૃષ્ટિએ જોતા તો આ સૌ અણુસરખા પહેલ પાડેલા વાકયો છે એ શરીરમા આત્મા રૂપે રસ વહે છે કે નહીં એ પ્રશ્ન આ બધી ચર્ચાથી નિરાળો જ છે



# મીરાંબાઈ

પારસી, મુસલમાન, ગાયકવાડ સરકાર, ઇગ્રેજ સરકાર, ગોસ્વામીજીના બાલ, સ્વામી નારાયણ સપ્રદાયના સસ્થાપક પરમકૃપાળુકવામી એવા અનેક મહાબલ આપણા ગુજરાતના ઉદ્ધાર અર્થે આપણામા આવી વસ્યા છે પણ રાજ્ય, સપ્રદાય કે નાતના સીમાબન્ધન અવગણી સકલ ગુર્જરવાસીના ગૃહદ્વારમા પ્રવેશી દેવસેવાને ઓરડે તો એક જ પરપ્રેમનુ પુષ્પ પરિમલ સ્ફુરી રહ્યુ છે, અને તે મેવાડના મહારાણી મીરાબાઈ આજ એમની જીવનકથા જોઇએ

સકલ ભારતનો ઈતિહાસ આછે અક્ષરે લખાયેલ છે નિસશયની રોશનાઇથી છપાવાની હજી વાર છે. સૂર્યવ-

શના મહારાણીજીની કથા એ ઇતિહાસનુ જ એક પ્રકરણ છે, એટલે એના અક્ષર પણ સુવર્ણના છતા આછા જ છે.

ટોડ સાહેબનુ રાજસ્થાન, ભક્તમાલા, બાબુ કીરત-પ્રસાદનો લેખ, દયારામભાઈનુ મીરાચરિત્રનુ પદ, મીરાબાઇના પોતાના કેટલાક કીર્તન, ભક્તિની દન્તકથાઓ, નર્મદના કેટલાક લેખ, એ સઉ આ સુ દર સુન્દરીજીવન જાણવાના સાધનો છે મહામહોપાધ્યાય કવિરાજ સામળદાસજી મેવાડના ઇ-તિહાસનુ સ શોધન કરતા—કર્યું છે, ત્હેનો થોડોક ભાગ ખા-નગી રીતે છપાયો છે સામળદાસજીની શોધોને આધારે આપણી વાચનમાળાની નવી આવૃત્તિમા એક મહત્ત્વની નોધ પાચમી ચોપડીમા ઉમેરાઈ છે ચાલતા વર્ષના મે માસની ૨૩મી તારીખના મુબઈ સમાચાર પત્રમા 'જોધપુરના રાઠો-ડવ શના રાજવ શી કવિ મીરાબાઇ' ઉપર એક ઐતિહાસિક શોધનવાળો સારો લેખ છે તે પણ ઉપલી નોધનો સમ-ર્થક છે આ સૌ મીરાબાઈની જીવનકથાના સાહિત્યો છે; થોડા છે, છતા સકલ વિસ વાદી છે વર્તમાન કો કાલિદાસ રઘુવ શની કથા આગળ કથશે ત્હારે એક મહાગાનમા અન્યસ્થ વિસ વાદ વિરમશે આપણે બન્ને જીવન સાભળીએ અને મેવાડની જાહોજલાલી સત્યના તેજમા મુદ્રાકિત થાય ત્હા સૂધી મત ઉચ્ચારતા થોભીશુ

મહારાણી મીરાની કથામા નિ સન્દેહ વાતો આટલી છે—

૧ જોધપુરના ભાયાત મેડતાના રાઠોડ વ શમા ત્હેમનો જન્મ હતો

૨ ચીતોડગઢના સૂર્યવંશમા ત્હેમનુ લગ્ન થયુ હતું.

૩ મીરાને પતિનુ સુખ ન હતુ

૪. શ્વશુરકુલ તરફથી વૈષ્ણવ સપ્રદાય તજાવવા ત્હેમને પજવણા થતા

૫ વૃંદાવન અને દ્વારિકા, શ્રી કૃષ્ણના પૂર્વ અને ઉત્તરચરિત્લીલાની ભૂમિની મીરાએ યાત્રા કરી હતી

ઇતિહાસના પડદા ઉપડે નહી ત્ય્હા સૂધી અન્ય સઉ વિતડાવાદ જેવુ જ ર્‌હેશે

મીરાબાઈની જન્મતિથિ કે મૃત્યુતિથિ નિશ્ચિત નથી અનન્તતાના આકાશમાથી એ શુક્રબાલા ક્ય્હારે ઉગી કે અનન્તતા પાછળ ક્ય્હારે તે આથમી તે આપણે જાણતા નથી રાજસ્થાનમાથી ગુર્જરરાષ્ટ્ર આવી મીરાબાઈ ગાઇ ગયા છે એટલુ આપણે જાણીએ છીએ બાબુ કીરતપ્રસાદ કહે છે કે મીરાબાઇનો જન્મ સવત ૧૪૭૫ મા થયો હતો, અને મુબઈ સમાચારમાના લેખક લખે છે કે મૃત્યુ સવત ૧૬૦૩ મા થયુ એ રીતે મીરાબાઇને લેખકો ૧૨૮ વર્ષનુ આયુષ્ય આપે છે, જે મીરાબાઈના એક પદ સાથે સરખાવવા જેવુ છે.

" એસી ટુકી સી જીદગીમે ક્યા માગુ ?

ક્યા માગુ ? રે મે ક્યા માગુ ?

એસી ટુકી સી જીદગીમે ક્યા માગુ ?"

૧૧૯૩૪ - મીરાબાઈ

આજ ગોકુલઅષ્ટમી છે, કૃષ્ણજન્મની તિથિ છે, મીરા પરમ કૃષ્ણભક્ત હતા, તેથી આજની તિથિ મીરાજયન્તી માટે નીમવામા આવી છે

મીરાના પિતાના નામનો પણ નિશ્ચય નથી દયારામભાઇની સાથે લોકવાયકા ગાય છે કે

જયમલ રાઠોડની દીકરી રે સુણો મીડતા એનુ ધામ;
રૂપગુણ કોઈ સમોવડ નહીં, રૂડુ ધર્યું મીરાબાઈ નામ
મીરામન મોહન શુ માન્યુ

નવુ સશોધન આવુ છે રાઠોડવશી રાવ જોધાજીએ સવત ૧૫૧૫મા જોધપુર વસાવ્યુ તે જોધાણનાથના ન્હાના કુવરોમાથી કુમાર વીકાજીએ ઉત્તરે રેતીના પગથારમા બીકાનેર સ્થાપ્યુ, અને કુમાર દુદાજીએ સવત ૧૫૧૮મા પુરાણા મેડતાનગરનો ઉદ્ધાર કીધો ગવ દુદાજીના મ્હોટા પુત્ર વીરમજીના કુવર તે ભકતવીર જયમલ, અને ન્હાના કુમાર રત્નસિહના કુવરી તે ભકતવીરાગના મહારાણી મીરાબાઇ મેડતા ફરતો વીશ ગાઉનો પ્રાન્ત હજી મીરાબાઇના દેશ તરીકે પ્રખ્યાત છે નવી શોધ પ્રમાણે કુમાર જયમલ અને કુમારી મીરા કાકા—કાકાના પુત્રપુત્રી હોઈ ભાઇબ્હેન થાય મુબઈ સમાચારમા આપેલી વશાવલી આમ છે




પ્રભાતિયા ગાનાર મીરાનો જન્મ કૂકડી ગામમા થયેલો કહેવાય છે બાલવયમા જ મીરા નમાયા થયા હતા, અને પછી દાદા દુદાજીને દરબાર રહેતા મુબઈ સમાચારમાના ઐતિહાસિક લેખમા લખ્યુ છે કે "મેડતામા ચતુર્ભુજ-જીનુ પ્રખ્યાત મન્દિર રાવ દુદાજીનુ સ્થાપેલુ હમણા સૂધી મોજૂદ છે મીરાબાઇને પણ બચપણથી શ્રી ગિરધરલાલજી ઉપર સ્નેહ હતો ગિરધરલાલજી શ્રીકૃષ્ણના સેકડો નામોમાનુ એક નામ છે મેડતાના મન્દિરની મૂર્તિમા પણ શ્રી કૃષ્ણ ડાબા હાથમા પ્હાડ લઈ ઉભેલા છે અને જમણા હાથમા વાસળી છે" નમાયી દીકરીને દાદા લાડ લડાવે અને દાદાના ભજનકીર્તનમા દીકરી સાથે રહે અને સસ્કાર પામે તે સ્વાભાવિક જ છે

દયારામભાઈ મીરાચરિત્‌મા ગાય છે કે

" જોશીએ વાચી જન્મોતરી રે ત્હેમા લખ્યુ નીકળ્યુ એહ,
વરશે વિશ્વભર નાથને, કરશે નન્દકુવર શુ નેહ,

મીરામન મોહન શુ માન્યુ.

ભકતમાલામા કથા છે કે મીરા ન્હાનપણમા હરિની માટીની મૂર્તિ રચતા અને રાધામાધવનો વિવાહ રમતા. મીરાબાઈનુ એક પદ છે

કાલે પરણાવશુ ગોપી, કુવરને કાલે પરણાવશુ ગોપી
કહાનવર મ્હારો ઘોડે ચ્હડશે, માથે મુગટ આરોપી કુવરને
રાધિકા જય્હારે મન્દિરે પધારશે, મન્દિર રહેશે ઓપી કુવરને
મીરા કહે પ્રભુ ગિરધરનાગર લીલા વાઘા ને પીળી ટોપી કુવરને

લગ્નની વેદીપ્રભાથી મન્દિર ઓપી રહે છે એ મીરાથી અજાણ્યુ ન હતુ, પ્રેમની કટારીના ઘાવ, પ્રેમ તણી અબલાને અન્તર ગેબની ગોળી વાગે છે એ મીરા જાણતા એવું થોડા જ જાણતા હશે પણ મીરાને પાર્થિવથી તૃપ્તિ ન હતી વિધિના લેખ પણ એવા પડેલા કે મીરા સસારમા સ્વામીસુખથી અળગા રહે મીરા પોતે ગાય છે કે

કાચે તે તાતણે હરિજીએ બાધી, જેમ ખેંચે તેમ તેમની રે,
મ્હને લાગી કટારી પ્રેમની

રાજસ્થાનના મુગટ ચિતોડના મહારાણી થવે મીરાનુ મન માનતું ન્હોતુ 'મીરામન મોહન શુ માન્યુ' હતું.

ત્રિલોકનાથના મહારાણી થવા :હેમની ઇચ્છા હતી, ને એવુ પદ પામ્યા પણ ખરા મેવાડમા મીરાનો સપ્રદાય ચાલે છે કૃષ્ણમીરાની મૂર્તિઓ સાથે પૂજાય છે રાધાનુ પદ આમ મીરાએ કંઈક છીનવી લીધુ છે મીરાનો લગ્નપ્રસગ તપાસતા આ વાતો વીસરવા જેવી નથી

દયારામભાઇ ગાય છે

"ઉદ્યોતપુરનો રાણો રાજીઓ રે, તે સાથે કરી છે સગાઈ,
પરણાવીને વળાવ્યા સાસરે કંઈ લૌકિક રીતે મીરાબાઈ
મીરામન મોહન શુ માન્યુ"

કર્નલ ટોડ અને દન્તકથા મીરાબાઇને વિક્રમવન્તા રાણા કુભાના મહારાણી કહે છે કુભા રાણાજી વીરમણિ હતા તેમની સમશેરની ઝલક માળવા અને ગુજરાતના સુલતાનોની આખોમા અજાઈ હતી રાણા કુભાજી રસિક હતા ટોડ સાહેબ કહે છે કે જયદેવના ગીતગોવિન્દ ઉપર એમણે ટીકા લખી છે કુભા રાણાએ ચણાવેલો સુન્દર આરસનો કીર્તિસ્થભ ચિતોડની વિક્રાળ ભમ્મરને હજી શણગારે છે. મીરાબાઈના જેવા ભરપૂર હૃદયને એવા પૌરુષપ્રશસ્ત રાણાજી ભરથાર તરીકે આપવામા લોકસમૂહે મણિને કુન્દનને જ ખોળે મૂકયુ છે પણ નવી શોધોને બીજુ જ કહેવાનુ છે.

એમ સાભળ્યુ છે કે કવિરાજ સામલદાસજીના સશોધનમા મેવાડના ઇતિહાસની એવી કેટલીક વાતોઓ હાથ

આવી છે કે હજી તે સૌ પ્રજા સમક્ષ મૂકી શકાય એમ નથી છતા દેશપરદેશમા કેટલીક વાતો પવન લઈ ગયો છે "મારવાડ અને મેવાડ જ્યહા મીરાબાઇએ પોતાના આયુષ્યનો" પ્રથમ "ભાગ ગુજાર્યો હતો ત્યહા અનેક શોધ-ખોળ કર્યાં પછી મીરાબાઈ સબધી જે હકીકત મળે છે તે" મુબઈ સમાચારમાના એક શોધક–લેખક નીચે પ્રમાણે આપે છે —

રાણા કુભાના પુત્ર રાણા રાયમલ અને રાણા રાયમલ-જીના પુત્ર મહારાણા સગ, જે મુગલ મહારાજ્યના સ્થાપક ચિત્રવિચિત્ર જીવનશાળી બાબરની સ્હામે હિન્દુસેના દોરી ગયા હતા એ સાગા રાણાના જ્યેષ્ઠ કુમાર ભોજરાજજી સાથે મીરાબાઈનુ લગ્ન સવત ૧૫૭૩ મા થયુ હતુ આ રીતે મીરા કુભારાણાના ત્રીજી પ્હેડીએ કુલવધૂ થાય, અને વીરભટ રણધીર રાણા પ્રતાપના કાકી થાય વશાવળી આમ છે



કચ્છના રાવના કુંવરી ટોડીની કથા કાઠિયાવાડમાં જાણીતી છે કે કૃષ્ણગોપીની બ્હમી ત્હેમને ડસી ગઇ હતી અને હરિભક્તિનો ત્હેમને 'દોર લાગ્યો' હતો તે કુંવરીના રાવે લગ્ન લીધાં ત્હારે કુંવરી સાધ્વીનો વેશ લઈ ચાલી નીકળ્યાં અને દ્વારિકામાં જઇ રહ્યાં મીરાબાઈએ પણ લગ્ન વેળા પરણવા ના પાડયાનું કહેવાય છે

લગ્ન પછી મીરાં સાસરે ગયાં ત્હારથી જ ત્હેમનો સાસરિયાં સાથેનો સંબંધ કચવાતો જ હતો રાજકુલના વરકન્યા 'દેવીને દેવા વધામણાં' ચાલ્યાં, 'રાણે પારવતીજી પૂજિયાં,' પણ મીરાંનું મસ્તક ન નમ્યું

સાસુ કહે સૌભાગ્ય વધે, વહુ! નમો શક્તિને પાય,
મીરાં કહે મસ્તક નહીં નમે વિના શ્રી ગિરવરધર રાય
મીરાંમન મોહન શું માન્યું

સાસુને રીસ ચ્હડી કે વહુ આજથી જ વડિલના સ્હામું બોલી, અને રાણાજીને શીખામણ દીધી કે 'ન્યારૂં રચાવો એનું ધામ'

એવું સુણીને મીરાં મગ્ન થયાં રે, ભલું થયું ભાંગ્યો જંજાળ,
સાધુની સંગે દીનરેન નિર્ગમશું સુખે, સેવીશું-ગાઇશું ગોપાળ
મીરાંમન મોહન શું માન્યું

લગ્નજીવનને પ્હેલે જ પગલે આવી રીતે મીરાંને ઠેશ વાગી અને અવળાં ડગ ભરાયાં આમ મીરાં 'નન્દનન્દન સાથે ન્યારાં રહ્યાં'

આવી જ કથા તુલસીદાસજી વિશે પણ છે, કે એક વેળા ભગવાને ત્હેમને કૃષ્ણાવતારના સ્વરૂપે દર્શન દીધા ત્ય્હારે તુલસીદાસજી ત્હેમને ન નમ્યા, અને વચન કહ્યુ કે —

મોર મુગટ, કર બંસરી, ભલે બને હો, નાથ!
તુલસી મસ્તક તબ નમે ધનુષબાન લો હાથ

આને મળતો એક પ્રસંગ ગોવર્ધનરામભાઈએ સરસ્વતીચન્દ્રની નવલકથામા આલેખ્યો છે સુન્દરગિરિ ઉપર સાધુઓના મન્દિરમા યદુનન્દનની મૂર્તિને સરસ્વતીચન્દ્ર નમતો નથી અને પોતે યોગ્ય કર્યું હોય એમ માને છે ઉદાર ઉરના યજમાનો, જે ત્હેના વ્રણ સેવતા હતા, અને ત્હેમના હૃદય ઉપર ઘા મારતો મહેમાન સરસ્વતીચન્દ્ર, એ બન્નેમા ખરી સંસ્કૃતિનુ સંસ્કારી બાલક કોણ? એ પ્રશ્નનો ઉત્તર શુ અઘરો છે? વિવેકભ્રષ્ટ અનુદાત્ત સરસ્વતીચન્દ્રનો આત્મા તે સમયે હણો–અધૂરો લાગે છે, કલાબરેલો દર્શાય છે મહાન ભગવદ્‍ગીતા સમા ગ્રન્થમા પણ **सर्वधर्मान् परित्यज्य मामेकं शरण व्रज** જેવા શ્રીકૃષ્ણના સંકોચવચન છે લગ્નસ્નેહની પ્રસ્તાવનામા રા રા મણિશંકર રત્નજી ભટ્ટે લખ્યુ છે કે કેટલેક કાળે આપણા આત્માઓ ફરતી દિવાલો બંધાય છે, અને તે દિવાલો પડે છે ત્ય્હા સૂધી દેખાતી નથી બાલક સમાન આનન્દાશ્ચર્યવન્તું નયન અને મહાભક્તની સર્વસારગ્રાહી બુદ્ધિભક્તિ હોય ત્હેના જ પ્રાણના વિકાસ સદન્તરના છે નહીં તો દિવાલોથી બન્ધાયેલી દૃષ્ટિનો માનવી સત્યના

સકલ પ્રદેશે સફર કરી નથી શકતો, માત્ર એક નગરવાસી જ રહે છે, અને તે નગરને જ સકલ સત્યપ્રાન્ત માની બેસે છે એવા આગ્રહી પણ સંકુચિત હૈયાની એવી પ્રતીતિ હોય છે કે પ્રભુ એક જ રીતે પ્રગટે છે કોઈ શંકર, તો કોઈ રાણાના માજીની પેઠે દેવી, કોઈ મીરાબાઇની પેઠે શ્રીકૃષ્ણ, તો કોઇ તુલસીદાસજીની માફક શ્રીરામ, કોઇ ખ્રીસ્ત, તો કોઈ સરસ્વતીચન્દ્રની જેમ આન્તર દૃષ્ટિનું જ માત્ર લક્ષ્ય એમ એક એક કલાએ જ પ્રભુ પ્રકાશે છે એવું આગ્રહી જન માને છે, અને અન્ય કલાઓની અવગણના—નિન્દા કરે છે. ગાજનગરના આપણે નાગરિકો કહીએ કે ઇંગ્રેજ સરકાર તો આપણા નગર માત્રમાં જ રાજ્ય કરે છે તો, અથવા તો કહીએ કે આપણા કોટના બાર દરવાજાની અન્દર જ સૂર્ય પ્રકાશે છે તો, તે ખરૂં કહેવાશે ? સર્વ સંપ્રદાયો ધર્મનાં નગર છે પ્રકાશમૂલ સર્વસંચારી ગજરાજેશ્વર પ્રભુ ધર્મના સર્વ નગરો ઉપર તેજ ઢોળે છે, એટલું જ નહિ પણ અધર્મને પણ તેજના કણ છાટે છે પ્રભુના પગલા હૈયામાં છે, કુલમાં છે, સંસારમાં છે, રાજ્યમાં છે, પૃથ્વીમાં છે, વિરાટરૂપે બ્રહ્માંડમાં છે, અને એથી એ દશાંગુલ તો શું પણ અણગણ્યુ અંગુલ પર છે તે 'એક છે, અનેક છે, પ્રવૃત્ત છે, નિવૃત્ત છે, એકમાં અનેક રાજે છે, પ્રેમ વિરાજે છે.' ઇશ્વર એક અદ્વિતીય છે, છતાં કોટિ કોટિ નામરૂપધારી છે, ઇશ્વર સૃજનવિધાને એકઆશયી છે, પણ અનેક લીલાઓનો રચનાર છે મત, વાદ, સંપ્રદાયના થાણા મૂકયે અ-

ન્તરમા ઉછળતા સત્ય કોઈના યે રોક્યા રહેતા નથી. ગોવર્ધનરામભાઇ જ બીજે સ્થળે ગાય છે કે —

જગતને કહેજો રે હરિહર એક જ છે,
વૈકુંઠ વસે છે રે, કૈલાસની મ્હાય જ છે

જેણે—

सर्वदेवनमस्कार केशवं प्रति गच्छति

એમ ગાયુ છે એની દૃષ્ટિ મહાવિશાળ હતી, ત્હેનુ નયન સૂર્ય જેવડુ મહાપ્રતાપી કોટિ કિરણવન્તુ હતુ, ત્હેણે સઘળે સદ્દવાસે પ્રભુને નિહાળ્યો છે.

મહાભકતો, મીરાબાઈ અને તુલસીદાસ જેવા, એ સત્યથી અજાણ્યા હતા ? તો સરસ્વતીચન્દ્ર સમા વર્તમાન બુદ્ધિયુગના મનુબાલની એવી ભૂલો ક્ષમાપાત્ર જ ગણાવી ઘટે છે

નન્દનન્દન સાથે મીરા ન્યારા રહ્યા હરિજન ઘણા મ્હેલે આવતા નિત્ય ભજન કથા કીર્તન ઓચ્છવે હરિને લાડ લડાવતા સશોધકો કહે છે કે કુમાર ભોજરાજજી કુંવરપદે જ દેવલોક પામ્યા અને મીરાબાઈ આ વેળા વિધવાધર્મમા હતા સશોધકોના એ વેણને સમર્થન મીરાના એક પદમાથી મળી શકે એમ છે

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા ! મુખડાની૦
મુખડુ મ્હે જોયુ ત્હારૂં, આ જગતડુ થયું ખારૂ,
મન મ્હારૂં રહ્યુ ન્યારૂ રે, મોહન પ્યારા ! મુખડાની૦

સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું,
ત્હેને તુચ્છ કરી પરૂ રે, મોહન પ્યારા! મુખડાની૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,
ત્હેને ઘેર શીદ જાવું રે? મોહન પ્યારા! મુખડાની૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સોહાગ મ્હારો,
રાંડવાનો ભય ટાળ્યો રે, મોહન પ્યારા! મુખડાની૦
મીરાંબાઈ બલિહારી, આશા એક ઉર ત્હારી,
કીધી મ્હને બડભાગી રે, મોહન પ્યારા! મુખડાની૦

ગમે તે ખરૂં હો પણ પરણ્યા પછી નજીકના જ સમયથી એકાકિની જીંદગી, અને તે દુઃખભારવાહિની જીંદગી પણ ન જીવવા દેવા માટેના જુલમ મીરાંને માથે શરૂ થયા.

પ્હેલે જ પગરણે મીરાંબાઈનાં નણંદ ભાભીને સમજાવવા ગયાં, કે ભાભી! આ શા ઉત્પાત? પીયર વગોવી હવે રાણાકુલને વગોવવા માંડયું છે. મીરાં નણંદને જ સ્હામાં ઉપદેશે છે કે—

'ત્હમે પણ જાઓ શીદ સાસરે રે બાઈ! વૃથા વટાળો શાને દેહ?' અને નણંદ સાથે રાણાજીને કહેણ કહાવે છે, કે 'નૃત્ય કરી હરિને' ભજો, અને સાસુને કહાવે છે કે હવે 'વૃદ્ધ થયાં, ગોવિન્દગુણ' ગાવ. બાળાપણના સંસ્કાર ઉખેડવા અશક્ય હતા. તે ઉખેડવા મથવું યે વ્યર્થ હતું.

એક સમયે રાણાજીને કોઇએ ખબર કરી કે મીરાંના મ્હેલમાં મીરાં કોઈ પુરુષ સંગાથે એકાન્તે છે. ઉગ્ર રાજપુત્ર

તરવાર ખેચી મીરાને મ્હેલે ગયા, અને જોયુ તો મીરા એકલા ઝાખા પડેલા રાણાએ મીરાને પૂછ્યુ કે પેલો પુરુષ ક્ય્હા છે? મીરાએ કહ્યુ,—

કય્હા છે પૂછો શુ રાણા ! રોષમા રે?
એ તો સઘળે વસે છે ભરપૂર
ધ્યાનમા જૂવે જોગી, પ્રેમી પ્રત્યક્ષ પેખે,
રહે છે દુષ્ટ થકી દૂર

મીરામન મોહન શુ માન્યુ

'રાણાજી' પ્રેમભક્તિ વડે પરબ્રહ્મ ભજો તો ત્હેના દર્શન થાય'

રાણાનો રોષ બમણો વધ્યો, અને સમશેરનો ઘા કર્યો તો મીરા બે દીઠા મીરાને મારવા ખડ્ગ ઉગામ્યુ તો 'હરિએ દેખાડચા મીરા ચાર' ખડકિરીટી રાણાજી પછી મ્હેલે પાછા ફર્યો

ચ્હેલે જ પગલે છીંક થયેલી તે મીરાનુ સૌભાગ્ય વળ્યુ જ નહીં, ઉઘડયુ જ નહી દિન પર દિન અન્તરપટ ગુણાતા ગયા, ઘાટા બનતા ગયા યશધ્વજ શા રાજસ્થાનના રાજેન્દ્રને કલક કરતા મૃત્યુ આદરણીય હતુ મીરાના મૃત્યુના સાધન હવે યોજાવા માડયા એક વેળા એક પેટીમા વિષનાગ પૂરી પેટી મીરાને મોકલાવી, અને કહાવ્યુ કે આમા સેવવા જેવા શાલીગ્રામ છે રાજવચને શ્રદ્ધા રાખી મીરાએ પેટી ઉઘાડી તો મહીથી સુન્દર શાલીગ્રામ નીકળ્યા 'ફૂલની

ડાળોમા વીછુ મોકલ્યા,' કાઈ ન વળ્યુ અન્તે હલાહલ ઝેર ઘોળ્યુ, પ્યાલો ભરી રાણાજીએ મીરાને મોકલ્યો, અને દેવડીએ કહાવ્યુ કે પ્યાલામા કૃષ્ણપ્રભુનુ ચરણામૃત છે. સોનાનો પ્યાલો હાથમા

લીધો મીરાએ મન મગ્ન થઇ રે, પ્રભુને દેખાડી કર્યું પાન;
અમૃત સરીખુ થઇ ગયુ, એને સમરથ ધણી ભગવાન
મીરામન મોહન શુ માન્યુ.

વૈષ્ણવ સપ્રદાયી મહારાણી મીરાબાઇ ઉપર સસાર અને સગાઓની આટલી પ્રાણહારી અવકૃપા કેમ? આટલો અભાવ અને જુલ્મ શાને? એ કૌતુકના પ્રશ્ન આપણને સહજ થાય જ સૂર્યવશી રાણાકુલ શિવમાર્ગી હતુ, એકલિગ મહાદેવનુ ભક્ત હતુ એ એક ઉત્તર છે, પણ તે અધૂરો ઉત્તર છે પરમ વૈષ્ણવ મહેતા નરસિહને પણ એવી રાજ્યસસારની વીટબણાઓ વેઠવી પડેલી એ શાથી? ઉત્તર જનસમૂહના સ્વભાવમા છે મનુષ્યમા જીવ છે તેમ જનમડળ પણ જીવવન્તુ છે એના પણ સ્વભાવ અને સ્વભાવજન્ય ગુણદોષ હોયછે એ જુલ્મના ને ત્હેની નિષ્ફળતાના મૂલ પણ ત્હ્યા ઊડા શોધવાના છે

આજનો આપણો સસાર ઈતિહાસના વેણ માનશે કે સ્વામી નારાયણના સપ્રદાયમા જનાર જનને નાતબહાર મૂકતા? કો સત્ય તો કલ્પના કરતા પણ વિશેષ કૌતુકકારી હોય છે. ભૂતકાલ જો પોતાનો ભડાર ઉઘાડે તો એકેક સત્યના એવાં

અજવાળા વાય કે આપણને અત્યાશ્ચર્યના આઘાત વાગે. સ્વામી નારાયણનો સપ્રદાય ભાગવતધર્મ છે શ્રીમદ્ ભાગવત, શ્રીમદ્ ભગવદ્ગીતા, અને ઉપનિષદ્ ઉપર પાયા રોપતો એ રામાનુજ પન્થ છે છતા પુત્રોને એ સપ્રદાય સ્વીકારતા જોઈ પિતા પોતાને નિષ્પુત્ર થયા માની સસાર ત્યાગી સન્યાસ લેતા, બ્રાહ્મણો એ સાપ્રદાયીઓથી અભડાતા, વાણિયાઓ વટલાતા આ સઉ આપણા ગુજરાતના ઈતિહાસની થોડા વર્ષ ઉપરની કથની છે એનુ કારણ શુ ?

જૂનાને જીવન માનનાર સમાજ સઉ કાઇ નવલને અશ્રદ્ધાની આખે નિરખે છે ગુજરાતમા જ નહી, સૂર્ય-વશના રાણાકુલમા જ નહી ભારતમા જ નહી, પણ સકલ માનવ દેશે ' નવીન તે નિરર્થક ' એ સસારનુ સૂત્ર છે અને પક્ષાપક્ષ વર્જી વિચારતા એ આચારસત્ર સારૂ છે કઇ કાલ સૂધી જીવી નવલ ચેતનની સ્થિરતા ન બતાવે, ઉત્સાહી અગ્રગણના જીવનનુ વિકાસી નવલ ઉપયોગિતા, સુખસાધકતા ન દર્શાવે, કઈ વર્ષો સૂધી બારણે ઊભી દ્વાર ઠોકી ગૃહા-ન્તરમા પ્રવેશવાનો નવલ દૃઢાગ્રહ ન દાખવે ત્ય્હા સૂધી પ્રારબ્ધ ઉપર પગ મૂકી રસ્તાના સદસદ્ અતિથિને કુલનું અગ કરનારના કુલમા અનાચાર આચરાય તો કાઈ આશ્ચર્ય-જનક નથી સસાર મેઘાડમ્બર સમાન છે ત્હેને ડોલાવતા સમીર સ્થિર બલવત્તર હોવા જોઇએ ત્હેને ચીરતા વિદ્યુત્-કૃપાણ સત્યની જ્વાલાના ઘડાવા જોઈએ, ત્હેના અન્તરમા ભરાવા મથતા મેઘ પુણ્યનિર્મળ અમૃતમીઠા વારિદવન્તા

જોઈએ નવલ પોતાનુ સત્વ દાખવે ત્ય્હા સૂધી સસાર ત્હેને ક્ષિતિજ ઉપર રાખે, ત્હેના કાચનની કસોટી કસે એ યોગ્ય જ છે નરસિહ–મીરાના કાલમા આપણો સસાર કૃષ્ણભક્તિનુ કાચન કસનો હતો. સો–પોણોસો વર્ષ ઉપર ગુજરાત સ્વામી નારાયણના પન્થનુ હીર પરીક્ષતો હતો હવે એ પરીક્ષાની અવધિ પૂરી થઈ છે કાલ જ નવલ તે જૂના થયા અને આપણા સસારે ત્હેમને હૃદયમા સ્થાન આપ્યા નવલવાદીઓને સસાર-શાસ્ત્રના આ સૂત્રનો બોધ મનનયોગ્ય છે નિરાશામા આશા પ્રગટાવશે, દિલગીરીમા દીલાસા દેશે

મેવાડથી મીરા હવે કટાળ્યા હતા જીવનના ભયથી નહી, પણ ભક્તિમા વારવાર પડતા ભગથી તેથી મીરાએ મેવાડથી દેશવટો લીધો મીરા મેવાડથી મેડતે જઈ રહ્યા; કે મેવાડથી પરભાર્યા વૃન્દાવન થઈ દ્વારિકામા અખડવાસ કીધો, કે મેડતે થઇ દ્વારિકા જઇ ત્ય્હાથી વૃન્દાવન ફરી પાછા દ્વારિકા આવી રહ્યા, એ યાત્રાનો ક્રમ સશયગ્રસ્ત છે ‘ બિદ્રાવન છેલછબીલા ઠાકોરકુ ’ સલામ મોકલતા તે મીરા ‘ ગુણસાગરકુ ’ સલામ ભરવા ગયા, અને યમુનાજી ન્હાયા, અને ગાયુ કે —

યે બિનતિ ચિત્ત ધરીએ, શ્રી જમુનાજી ! યે બિનતિ
ચિત્ત ધરીએ
ગીરધરલાલ મુખાર્વિદ રતિ જન્મ જન્મ મોહે કરીએ
શ્રી જમનાજી ! યે બિનતિ ચિત્ત ધરીએ.

વળી પદ છે કે —

હા રે ચાલો ડાકોરમા જઇ વસીએ,
હા રે મ્હને લ્હે લગાડી રગ રસિયે રે—ચાલો.

* * * *

ચન્દ્રવદન, રળિયામણી આખો,
હા રે મુખડુ સુન્દર સોહીએ રે—ચાલો
રૂમઝુમ રૂમઝુમ નેપુર બાજે,
હા રે મન મોહ્યુ મ્હારૂ મોરલીએ રે--ચાલો.
મીરાબાઇ કહે પ્રભુ ગિરધર નાગર,
હા રે અગોઅગ જઇ મળીએ રે—ચાલો

વળી

મેરા મન હરી લીયો રાજા રણછોડ

અને

સાઢવાળા સાઢ શણગારજે રે, જાવુ સો સો રે કોસ;
રાણાજીના દેશમા મ્હારે જળ રે પીવાનો દોષ
ગોવિન્દો પ્રાણ અમારો રે, મને જગ લાગે ખારો રે;
મને ગ્હારો રામજી ભાવે રે, બીજો મ્હારી નજરે ન આવે રે.
ડાબો મેલ્યો મેવાડ રે, મીરા ગયા પશ્ચિમ મ્હાય,
સરવ છોડી મીગ નીસર્યા, જેનુ માયામા મનડુ ન કાય
ગોવિન્દો.

એ સઉ પદો ઉપરથી એમ કહી શકાય કે વૃન્દાવન અને ડાકોરજીની યાત્રા કરી મેવાડ ત્યાગી મીરા દ્વારિકામા જઈ વશ્યા

સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમસન્તોષ
જેઠ જગજીવન જગતમા, મ્હારો નાવલિયો નિર્દોષ ગોવિન્દો૦

ચુંદડી ઓઢુ ત્ય્હારે રંગ ચૂવે રે, રંગબેરંગી હોય
ઓઢુ હું કાળો કામળો, દૂજો ડાઘ ન લાગે કોય ગોવિન્દો૦

મીરા હરીની લાડકી રે, રહેતી સન્ત હજૂર
સાધુ સગાથે સ્નેહ ઘણો, પેલા દિલકપટીથી દૂર ગોવિન્દો૦

મેવાડના મહારાજ ‘ દિલકપટી ’ થયા, અને મેવાડના મહારાણીએ મુગટ ઉતારી વૈરાગ્ય લીધો આ વેળાનુ મીરાનુ જીવન મહાકરુણ હતુ મીરાનુ એક પદ છે

કરના ફકીરી, કયા દિલગીરી ? સદા મગનમે રહના રે
કોઈ દિન વાડી, કોઇ દિન બંગલા, કોઇ દિન જગલ સોનારે,
કરના ફકીરી૦

કોઈ દિન હાથી, કોઈ દિન ઘોડા, કોઈ દિન પાઉસે ચલના રે;
કોઈ દિન ખાના, કોઇ દિન પીના, કોઇ દિન ફક્કમ ફક્કારે.

રાજરાજેન્દ્ર ચિતોડનાથના રાણીજીને ‘ કોઈ દિન ફક્કમ ફક્કા ’ થતા, રથસુખપાલના ભોક્તાને ‘ કોઇ દિન પાઉસે ચલના ’, મહેલઉદ્યાનના વાસીને ‘ કોઈ દિન જગલ સોના ’ એ સઉ ચિત્તવેધક ચિત્ર નથી ? પણ અન્તિર્દીપક જેનો પ્રગટ્યો છે અને મહાવૈભવના ઝગમગાટ ઝળકાવી રહ્યો છે ત્હેના બહારના રત્નરાશિ લુટી લ્યો ત્હો પણ શુ ? મીરા હૃદય

–વિભૂતિમા રમતા, ત્હેમને પાર્થિવ સુખલોભ રહ્યો ન હતો એ વિધ્યે મીરાએ—

પ્રેમે નિરખ્યા શ્રી રણછોડ,
વાસ પૂરીને પ્રભુની પાસે રહ્યા સદા, ોહોચ્યા છે મનના કોડ,
મીરામન મોહન શુ માન્યુ

પણ મેવાડમા રસની રેલ સવળી વ્હેવા માડી ભરતખડના રાજકુલશિરોમણિના રાણી પરદેશમા ભટકે એની અયોગ્યતાની બુદ્ધિથી કે કા તો ભક્ત અને કવિ એવી સદ્દશોભના પત્નીના પ્રેમની અતિ ઊડી ઊડી આન્તર્વાસનાથી રાણાજીનુ મન અન્તે ફર્યું, અને મીરાને તેડવા

ઉપરાઉપરી તેડા મોકલ્યા રે, આવીને લાગ્યા સઉ પાય;
માજી ! પધારો મેવાડમા વ્હેલા, રાણાજી તો અન્ન ન ખાય;
મીરામન મોહન શુ માન્યુ

પ્હેલા તો મીરાએ આવુ કઈક કહાવ્યું હશે —

આજ મ્હારે સાધુજનનો સગ, રે રાણા ! ભાગ્ય ભળ્યા રે.
સાધુજનનો સગ જો કરીએ, પિયાજી !
ચ્હડે તે ચોગણો રગ રે મ્હારા ભાગ્ય૦
અડસઠ તીરથ સન્તોને ચરણે, પિયાજી !
કોટી કાશીને કોટી ગગ રે મ્હારા ભાગ્ય૦

ક્ષત્રિયરાજનો સ્નેહ પ્રજ્જવળી ઉઠેલો હતો, ત્હેને કઈ એવા ઉત્તરે સન્તોષ ન આપ્યો બીજો ભીષ્મસન્દેશ કહાવ્યો —

જ્યાર લગી ત્હમે રહેશો દ્વારિકા રે ત્ય્હા લગી કરૂ અપવાસ.

રાણાજીનો આગ્રહ મીરાએ અન્તરનો નિરખ્યો પણ મીરાં પ્રભુભક્ત હતા, આજ્ઞા વિના પગલુ પાછુ ભરે એમ ન હતા તેથી રજા માગવાને મીરા ' આવ્યા શ્રીપ્રભુની પાસ ' વિનતિ સાભળીને હરિએ મીરાને–

હસી ચાપ્યા રૂદિયા સાથ·

શ્રી કૃષ્ણસ્વરૂપમા સમાઇ ગયા રે મીરાં, જે જે શ્રી દ્વારિકાનાથ

મીરામન મોહન શુ માન્યુ

બાબુ કીરતપ્રસાદ મીરાનો જન્મ સવત ૧૪૭૫મા અને દેહત્યાગ સવત ૧૫૨૬ મા કહે છે મુબઇ સમાચારના સશોધક લેખક મીરાબાઇની લગ્નતિથિ સવત ૧૫૭૩ આપે છે, એટલે જન્મતિથિ આશરે સવત ૧૫૬૦ અનુમાન થાય તે વિદ્વાન મૃત્યુતિથિ સવત ૧૬૦૩ આપે છે

ચમત્કારોથી ભરેલી, દન્તકથાઓથી રગાએલી, ઇતિહાસના વિરોધોથી છટાયલી મીરાની જીવનકથા આવી છે. મારવાડ મેવાડ અને ગુજરાતના ઇતિહાસ ઉપરથી જ્ય્હારે અન્ધકારના પડદા ઉપડશે ત્ય્હારે આ જીવનકથની પણ નવો પ્રકાશની હોય એમ પ્રકાશશે

મીરા અને મીરાના ધર્મ વિષે એકાદ બે પ્રશ્ન ચર્ચી આપણે સમાપ્ત કરીશુ કેટલાક મીરા વિષે અર્થહીન પ્રશ્ન કરે છે કે મીરા ભક્ત હતા કે કવિ? જાણે ભક્ત અને કવિ એ વિસવાદી શબ્દો હોય! મીરા ઉભય હતા ભક્ત

શિરોમણિઓમા મીરા ઝળકે છે અને ઝકળશે કોઈ હજી એમનુ એ પદ છીનવી લેવા મથ્યુ નથી, મથશે નહીં મથશે તેને સૂર્ય ઢાકવા નાખેલી ધૂળ આખોમા પડવા જેવુ થશે

મીરા કવિ હતા કે નહીં?—એ પ્રશ્ન કરનારા એક દલીલ આગળ લાવે છે કે મીરાએ પોતાના કાવ્યોને કાવ્યો ગણી રસાલકારથી શણગારવા યત્ન કર્યો નથી પ્રશ્નકારોને સ્હામો પ્રશ્ન એટલો જ કરીશુ કે સ્વાભાવિક રીતે, સરલતાથી, વિનાયત્ને ગાઇ શકે એ કવિ નહીં, અને શ્રમસાધ્ય સ્મૃતિજન્ય કાવ્યો લખે એ કવિ એવો કીયા રસશાસ્ત્રનો નિયમ છે ?

ઇગ્લિશ સાક્ષરજીવનમાળામા મેકોલેનો ચરિત્ર ચીતરનાર મોરીસન એક સવાલ ચર્ચે છે કે મેકોલેએ Lays of Ancient Rome નામના અને બીજા કેટલાક સારા, ઉત્સાહી, વીર રસના કાવ્યો લખ્યા છે, તો મેકોલેને કવિ ગણી શકાય કે નહીં? એ પ્રશ્નના ઉત્તરમા ના કહી એ લેખક લખે છે, કે કેટલાક વર્ષે શ્રમસાધ્ય સારા કાવ્ય હાલનો કોઈ પણ સુશિક્ષિત જન લખી શકે વાચન અને સ્મૃતિથી મેકોલેએ કાવ્યો લખ્યાં, અને નન્દશકરભાઇએ "કરણઘેલો" લખ્યો. મોરીસન કહે છે કે કેટલાક વર્ષે ઘડી ઘડીને સારાં કાવ્યો લખનાર મેકોલે કવિ ન હતો, પણ રસિક હતો, થોડાક અઠવાડિયામા "Revolt of Islam' ના બાર

પુસ્તકનુ પૂર જગતૂપદે વ્હેવડાવનાર શેલી તે કવિ હતો. જેની રગેરગમા કવિતા ઉછળી રહી છે, જેનુ હૃદય કવિતા-રસથી છલાછલ છલકે છે એ કવિ એરિસ્ટોટલનુ એક નીતિસૂત્ર છે કે –પુણ્યના રડ્યાખડ્યા કામ કરે તે પુણ્ય-વાન્ નહીં મહાપાપી યે કદી કદી પુણ્યના કામ કરે છે. એવુ જ રસસૂત્ર આપણે બાધી શકીએ કે રડીખડી સારી કવિતાઓ લખી જાણે તે કવિ નહીં, પણ જેનો ચિરજીવ હૃદયભાવ જ કવિતા છે તે કવિ યત્ન આદરી મનુષ્ય પણ કોકિલ જેવુ બોલી શકે છે પણ એ રવવાદી નટને કોઈ કોકિલ કહેતુ નથી બોલે ત્યહારે નિરન્તર માધુરી વહેનાર જ કોકિલ કવિની આ વ્યાખ્યા વર્તમાન યુગના કવિમાં ગણાવા મથતા રસિક વર્ગને કદાચ અરૂચશે મીરાના અનેકાનેક પદો ઉપરથી લાગે છે કે જ્યહારે જ્યહારે મીરા બોલતા ત્યહારે ત્યહારે તે ગાતા ભજન, નૃત્ય, ઓચ્છવ, કીર્તન એ એમનાં આખા જીવનના સગાથી હતા કેટલાક પદોમાથી ઉતારા લઇએ પણ થોડાક શિકર સાગરનુ શુ ભાન કરાવશે ?

હા રે કોઈ માધવ લ્યો, માધવ લ્યો
વેચન્તી વ્રજનારી રે, હા રે કોઇ માધવ લ્યો૦
માધવને મટુકીમા ઘાલી, ગોપી લટકે મટકે ચાલી રે;
હા રે કોઈ માધવ લ્યો૦

---

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મ્હને લાગી કટારી પ્રેમની.
જળ જમનામા ભરવા ગયા'તા, હતી ગાગર માથે હેમની રે;
મ્હને લાગી૦.

કાચે તે તાતણે હરિજીએ બાધ, જેમ ખેચે તેમ ત્હેમની રે;
મ્હને લાગી૦

---

હ્વે લાગી મ્હને ત્હારી, અલ્યાજી! હ્વે લાગી મ્હને ત્હારી.

---

ક્યારે ગયો રે પેલો મોરલીવાળો, અમને રાસ રમાડી રે?
રાસ રમાડવાને વનમા તેડ્યા, મોહની મોરલી વગાડી રે.

---

કાગળ કોણ લઈ જાય રે? મથુરામા વસે મેવાસી,
મ્હારા પ્રાણ પિયાજી-કાગળ૦
એ રે કાગળમા ઝાઝુ શુ લખીએ?
થોડે થોડે હેત જણાય રે, મ્હારા પ્રાણપિયાજી.

---

જાણ્યુ જાણ્યુ હેત ત્હમારૂ જાદવા રે લોલ,
હેત જ હોય તો હઈડામા વરતાય જો,
અમે ત્હમારી આખડીએ અળખામણા રે લોલ,
વ્હાલપ હોય તો નયણામા ઝળકાય જો
(સત્યભામાનુ રૂસણુ)
ધીરજની વાતો ઘરથી જાણી નહી રે લોલ,
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણ જો,
કાળજડા કોરીને ભીતર ભેદિયા રે લોલ,
મીટડલીમા માર્યા મોહના બાણ જો—જાણ્યુ જાણ્યુ૦

---

રાધેકો ગજરો, પ્યારીજીકો ગજરો,
દે ડારો રાધે રાણીજીકો ગજરો.

મે જલ જમુના જાતી ભરનકો, ભર આઇ ગગરો,
બિસર આઈ ગજરો –રાધેકો૦
તુમ મત જાનો બન્યો હે ફૂલનકો,
રતન જડીત, મોતીયા હે, દે ગજરો –રાધેકો૦

---

વાછરડી હારેડી હો લાલ! ત્હારી વાછરડી રે,
એવડ બેવડ નાડી બાધી, ત્રેવડ નાડી તોડી હો લાલ!૦

---

મીરાના કાવ્યસાગરમાના આ સઉ કણ છે વધારે જોવા અત્ય્હારે આપણને અવકાશ નથી એક પદ જોઇએ, જે બતાવે છે કે મીરા સ્ત્રીકવિ હતા

મુજ અબળાને મ્હોટી મીરાત બાઈ! શામળો ઘરેણુ
મ્હારે સાચુ રે ટેક.
વાળી ઘડાવુ વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મ્હારે હઇએ રે;
ચીતમાળા ચતુર્ભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇએ રે –મુજ.
ઝાઝરિયા જગજીવન કેરા, કૃષ્ણજી કડલા ને કાબી રે,
વિછુવા ઘૂઘરા રામનારાયણના, અણવટ અન્તરજામી રે–મુજ.
પેટી ઘડાવુ પુરુષોત્તમ કેરી, ત્રીકમ નામનુ તાળુ રે;
કુચી કરાવુ કરુણાનન્દ કેરી, ત્હેમા ઘરેણુ મ્હારૂ રે–મુજ.
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાઈ કાચુ રે,
બાઈ મીરા કહે પ્રભુ ગિરધરનાગર હરિને ચરણે જાચુ રે–મુજ.

મણિમાળાઓ મેવાડમા ઉતારી, 'સાચુ શામળાનુ ઘરેણુ' મીરાબાઇએ પહેરી લીધુ હતુ કવિતા, આવી સ્વાભાવિક,

સરલ, ઉછળતી, સ્નેહાળ સુન્દરીકવિના સરિખડી સુન્દર છે મીરા બર્ન્સના વર્ણના કવિ હતા સદ્‌ભાગ્યે પરભોમથી આવી આપણા પ્રાન્તમા પરિમળતા એ પુષ્પના ઋણ આપણે પૂરે-પૂરા કદી વાળી શકીશુ ?

મીરાનો ધર્મ કૃષ્ણભક્તિનો વલ્લભસપ્રદાયને મળતો હતો પુરાણપન્થીઓ ઉપર એવા આક્ષેપ કેટલીક વેળા થાય છે કે મીરાના શુદ્ધ સ્નેહી હૈયાના એ પ્રભુના સ્વરૂપની કલ્પના અને ભક્તિ વિષેના વિચાર અતિ જડ સ્થૂલરંગી અને અણવિકસ્યા હતા આ આક્ષેપ ખોટા છે, કારણ કે ભક્તિ અને પ્રભુદર્શનની પ્રેરણા એ હૈયાની પ્રવૃત્તિઓ છે, એટલે હૈયા શુદ્ધ અને સ્નેહાળ છે એમ કહ્યા પછી અન્ય આક્ષેપ મતભેદ જ મનાય. બુદ્ધિના બાલક સ્નેહ પૂજા અને ભક્તિ સમઝી શકે છે, અને સ્નેહ, પૂજા, ભક્તિના અભિષેકને યોગ્ય મહાપ્રાણને પણ ઓળખી શકે છે આજના અર્થમા કદાચ મીરા સાક્ષર નહીં હોય, છતા ત્હેમના ભક્તિ વિશેના અને પ્રભુ વિશેના ભાવ ઉન્નત અને આ 'સાક્ષર-શિરોમણિ'ઓના જમાનામા પણ બોધક હતા તેમના બે પદ જ ફક્ત આપણે ગાઈ જઈએ --

મીરા ભક્તિ કરત હે પ્રગટકી, નાથ ! તુમ જાનત હો સબ ઘટકી
નાહી ધોઈ મીરા લે સમરપણ તો પૂજા કરત સીતાપતકી;
સાલીગ્રામકું તુલસી ચ્હડાવે, તો ભાલતિલક બીચ ટીપકી—મીરા
રામમન્દિરમે મીરાબાઈ નાચત, તાલ બજાવત ચુટકી,

રૂમઝુમ રૂમઝુમ બાજત ઘૂઘરા, લાજ તજી ઘુઘટકી–મીરા.
વિષના પ્યાલા રાણાજીએ ભેજ્યા, સાધુ સગત મીરા અટકી,
કરી ચરણામૃત પી ગઇ મીરા, અમૃતકી જેસી ઘટકી–મીરા
સૂરતદોર પર ચાલિયે ધારો તો શાર ગાગર પર મટકી,
મીરા કહે પ્રભુ ગિરિધરનાગર, સુરતા ચલી જેસી નટકી,
મીરા ભક્તિ ્ગત હે પ્રગટકી, નાથ! તુમ જાનત હો સબ ઘટકી

સાલીગ્રામને તુલસી ચ્હડાવતા કે ભાલતિલકમા ટીપકી પૂન્તા, સીતાપતિની પૂજા કરતા કે રામમન્દિરમા નૃત્ય આદરતા, અથવા તો મહાવિષનો પ્યાલો હોઠે માડતા મીરાની એક જ દૃષ્ટિ હતી સુરતા અડગ હતી પનીહારીની બેડા ઉપર હોય છે ત્હેવી, દોર ઉપર ચાલતા નટના જેવી. પૂજા, સેવા, નૃત્ય કે મહાવિષ ઘોળતા એવી એક સુરતા રાખનાર ભક્ત હમણા કેટલા છે? મીરા एकमेवाद्वितीयम् તો જાણતા જ હતા, ઉપરાન્ત એ એક ઉપર અખડ દૃષ્ટિ માડી રાખતા પણ જાણતા હતા ચોગ કે ભક્તિનુ આથી ઊચુ પગથિયુ કેટલા ચ્હડયા છે?

મે તો લીયો હે સાવરિયાને મોલ, માઈ! મે તો લીયો હે.
કોઈ કહે સુઘો, કોઈ કહે મુઘો,
મે તો લીયો હે હીરાસુ તોલ–માઈ!૦
કોઈ કહે હલકો, કોઇ કહે ભારી;
મેં તો લીયો હે તાકડીએ તોલ–માંઈ!૦

કોઈ કહે છાને, કોઈ કહે ચોડે,
મે તો લીયો હે બાજતે ઢોલ—માઈ!૦
કોઈ કહે ઘટતો, કોઈ કહે બઢતો,
મે તો લીયો હે બરાબર તોલ—માઈ!૦
કોઇ કહે કાલો, કોઇ કહે ગોરો,
મે તો દેખ્યો હે ઘુઘટપટ ખોલ—માઈ!૦
મીરા કહે પ્રભુ ગિરધર નાગર,
મ્હારે પૂરવ જનમરો હે કોલ—માઇ !૦

આ બે પદ પછી કોઇને શક રહે નહી કે મીરાએ "ઘુઘટપટ ખોલી" ને પ્રભુદર્શન લીધા નહતા, અને બ્રહ્મ પ્રકાશ પામ્યા નહતા

મીરાની જીવનકથામા એક વાત મશહૂર છે જે ત્હેમના ધર્મનુ લક્ષણ દર્શાવે છે વૃન્દાવનની યાત્રાએ મીરા ગયા ત્ય્હારે ત્ય્હા એક જીવા ગોસાઈ રહેતા હતા મીરાને ત્હેમના દર્શનની વાછના થઈ હતી પણ ગોસાઇજીએ કહાવ્યુ કે પોતે કોઇ સ્રીનુ મુખ જોતા નથી મીરાએ ઉત્તર મોકલ્યો કે

આજ લગી હુ એમ જાણુતી જે વ્રજમા કૃષ્ણ પુરુષ છે એક;
વૃન્દાવન વસી હજી પુરુષ રહ્યા છો, ત્હેમા ધન્ય ત્હમારો વિવેક—
મીરામન મોહન શુ માન્યુ.

એ મર્મવચન સુણી જીવા ગોસાઇ મીરાના દર્શન કાજે ગયા.

કૃષ્ણભક્તિ કેટલીક રીતે મુસલમાનોના સૂફીવાદને મળતી આવે છે, અને કેટલીક રીતે ત્હેનાથી જૂદી પડે છે. ઉભયનો પાયો પ્રેમની મસ્તી ઉપર છે એ એક મુદ્દાની વાત મળતી છે મીરાબાઇ અને નરસિંહ મેહેતાના પદ બહુધા શાન્ત છે, દયારામભાઇના જેવા ઉન્મત્ત નથી, છતા મીરાના પદસંગ્રહમાથી પણ મસ્તીના પદ વીણ્યા જડશે

મોહન ભાગ પીલાઇ રે, કદંબ નીચે મોહન ભાગ પીલાઈ.
જલ જમુનાકો શીતલ પાની, ગાગર ભર કર લાઈ રે–કદંબ૦
સોનેકી કુંડી ને રૂપેકા લોટા, કુંડીએ રતન જડાઇ રે–કદંબ૦
સોનેકા પ્યાલા તુમ પીઓ મતવાલા, અખિયામે લાલી લગાઈરે
મીરા કહે પ્રભુ ગિરિધરનાગર, ચરનકમલ ચિત્ત લાઇ રે–કદંબ૦



ભઈ મીરા રામદિવાની, મેરા દરદ ન જાનત કોય–ટેક
ઘાયલકી બાત ઘાયલ જાને, સો કોઈ ઘાયલ હોય,
સૂલી જો ઉપર સેજ અમારી, પોઢણુ કેસી બુધ હોય ભઇ૦
જડબુટ્ટીસે ભલા કારજ નાહી, બેદ લીયા સબ જોય,
મીરા કહે પ્રભુ ગિરિધરનાગર, બેદ સાંવરિયોજી હોય ભઈ૦



પ્રભુની પરાભકિતને ભાગ કે દારૂની ઉપમા આપવાથી કે સાત્વિકી યોગવાછનાને દીવાનાપણુ કહેવાથી શુ વિશેષ અર્થ સરતો હશે એ તો એ મતાનુયાયી સમઝતા હોય તે પણ એવી રીતિની કવિતાની સ્થિતિ એટલે સૂધી

આવે છે કે હાફિઝ કવિ એક ગઝલમા પુકારે છે કે 'દારૂ લાઓ, અને એક ચૌદ વર્ષની છોકરી લાઓ.' આ શૈલીના કવિઓ ભૂલી જાય છે કે ભક્તિ એ સાત્વિક ભાવ છે, અને મસ્તી એ સાત્વિક ભાવ નથી એટલે ભક્તિ એ પ્રેમની મસ્તી નથી, અને તેથી ભાગ, ગાંજો કે દારૂની ઉપમાઓ અવળે માર્ગે જ દોરવામા કે અવળા માર્ગે ઢાંકવામા જ સહાયભૂત થાય છે

સૌ ધર્મની ફિલસુફી તેમ જ આચાર એવા હોવા જોઇએ કે નરનારી ઉભય તે સહેમજી, ગ્રહી, આચરી શકે પુરુષ તેમ જ સુન્દરીમા આત્મા છે, અને ઉભયના આત્માને વિકાસ, વિશુદ્ધિ અને ઉન્નતિની જરૂર છે એટલે પ્રભુનો યોગ અને તે સાધ્ય કરનાર ધર્મસિદ્ધિ પણ નરનારી ઉભયને માટે જ હોવા જોઇએ સૂફીવાદ તેમ જ કૃષ્ણભક્તિ બન્ને આ બાબતમા અધૂરા પડે છે સૂફીવાદમા પ્રભુને પત્ની માની પત્નીભાવે ભક્તિ કરાય છે આ મત સુન્દરીઓની ધર્મમા અવગણના કરે છે કારણ કે સ્ત્રીવર્ગ પ્રભુને પોતાની પત્ની શી રીતે માની શકે ? પતિની પત્ની હોય, પણ પત્નીને વળી પત્ની કેવી ? સૂફીવાદ માત્ર પુરુષોને માટે જ છે સ્ત્રીવર્ગ એ ગ્રહી-આચરી ન શકે એટલી એમા અપૂર્ણતા છે

કૃષ્ણભક્તિમા પ્રભુને પતિ માની સૌ પતિભાવે ભક્તિ કરે છે એ એક મુદ્દાની વાતમા કૃષ્ણભતિ સૂફીવાદથી જુદી પડે છે પણ એમા ય તે સૂફીવાદના જેવી જ અપૂર્ણતા છે.

સ્ત્રીવર્ગ કૃષ્ણભક્તિ સમજી શકે અને પ્રભુની પતિભક્તિ આચરી શકે, પણ પુરુષો પોતે સ્ત્રી શી રીત્યે થાય અને પોતાના વર્ગની પૂજા શી રીતે આદરી શકે એ સમજવુ અશકય છે. પત્નીની પત્ની હોઇ શકે નહી, તેમ પતિને પતિ પણ આપણે જોયો નથી નવુ સસારવિધાન ગ્યાય તો ત્હેના કહાય સ્ત્રીવાદ અને કૃષ્ણભક્તિની અપૂર્ણતાઓ કોઇ નવલ સસારશાસ્ત્રીઓ ઇટાવી શકે ગ સાગ્મા તો વર્ગને વહુ કે વહુને વર કરવા એવા રૂપરૂપાન્તરના ભાવ અજાણ્યા છે.

સ્ત્રીવાદ તેમ જ કૃષ્ણભક્તિના ધર્મવૃક્ષોને અનીતિના અનેક ફલફૂલ બેસી ચૂકયા છે, અને એ સૌનુ જીવનકારણ ત્હેમના મૂલ સૂત્રો જ—બે પતિ કે બે પત્નીઓ કરવામા જ છે પતિ–પત્નીના અને મનુ–પ્રભુના સબધ જાતિસ્વભાવે જ જૂદા છે એ સત્ય વીસરવાથી જ સ્ત્રીવાદ કે કૃષ્ણભક્તિ માની ભૂલો ગ્યાઇ કે પ્રચળી શકે

છતા એ ઉભય માર્ગમા મહાસત્યો છે, જેને દુનિયાનો ઇતિહાસ સમર્થન આપે છે. તેમ ધર્મશાસ્ત્ર–Science of Religion પણ પોષે છે ધર્મના બીજ હૈયામા છે, ભક્તિ તે સ્ત્રીની કલા છે, પ્રભુના પરમ દર્શનને અર્થે ભક્તિ સમાન અન્ય સાધન નથી, એ બધા સત્યો સ્ત્રીવાદ તેમ જ કૃષ્ણભક્તિ ત્હેમની ભૂલોમાથી પણ વીરહાક મારી પુકારે છે પૃથ્વી-પ્રદક્ષિણા કરી દેશદેશના સપ્રદાય, મન્દિરો, પૂજાવિધાન સઉ નિરીક્ષીશુ તો સહજ જણાશે કે માનવકુલે ભક્તિમાર્ગ

સ્વીકારવાનો જાણે સ પ કીધો છે આપણા ભારતવર્ષે પણ અન્ય સર્વ માર્ગોને તિરસ્કારી દુનિયાને પગલે પગલે જ એ માર્ગને આદર દીધો છે આપણા આવાસો ઉપર ફરકતા ધ્વજપટ, આપણા કાનમા વ્હેતા ભજનકીર્તન, આપણા નયન ભરતા ભક્તવૃન્દના ટોળે ટોળા સૌ એક જ—એ જ સત્ય દર્શાવે છે જ્ઞાન કે હઠયોગના અન્ય માર્ગ જેઓ ઉપદેશે છે તેઓ મહાપ્રજાઓને પગલેથી, મનુમહારાજના વ શના પન્થેથી હિન્દને દૂર કરવા મથે છે હિન્દુસ્તાનના—દુનિયાના ઇતિહાસમન્થનનુ સત્ય ઉથાપવાની ત્હેમને શિરે જવાબદારી છે



# કલાપીનો વિરહ

## ઉપોદ્ઘાત



ગુણા પ્રતાસ્થાન ગુણિષુ, ગુણી જનોના ગુણ ગુણી જન જ ગાય, ને સ્નેહી જનોના સ્નેહને સ્નેહી જન જ સભારે એમ દલપતરામે ઇ સ ૧૮૬૭–૬૮મા ફારબસવિરહની સ્નેહકથા ગાઈ તે પછી અનેક ન્હાના ન્હાના વિરહ રચાયા, પણ આજ ૪૫ વર્ષ સૂધી એ ગુણગાથા જોડી વગરની રહી આપણા ગુજરાત જેવા સુકોમલ હ્રદયવાળા દેશમા લાબો કાળ એ સ્નેહકીર્તન અદ્વિતીય રહે એવો સભવતો હોય જ નહિ આજે એ વિરહને ચે દીપાવે એવુ ગુજરાતી સાહિત્યના નવયુગનુ આ બુલદધ્વનિ કાવ્ય પ્રગટ થતા ક દ ડા ના આત્માને સવિશેષ આનન્દ થશે

### ૨ કલાપીસાહિત્ય

રા રા મણિશકર રત્નજી ભટ્ટે દશેક વર્ષ પૂર્વે કેકારવનાનો કાવ્ય સગ્રહ પ્રસિદ્ધ કર્યો ત્યહારથી કલાપીસાહિત્યનો

બગીચો રોપાયો, ને ધીરે ધીરે ત્હેના પરિમળ પ્રસરવા લાગ્યા. કલાપીના સંવાદો, કાશ્મીરનો પ્રવાસ, સ્વીડનબોર્ગના ધર્મ-વિચાર, સાગરનું લખેલું ભાવગ્રાહી વિસ્તૃત અવલોકન, માલા ને મુદ્રિકા નામની નવલકથા, હમીર કાવ્યના ત્રણ સર્ગ એ અને એવી ન્હાનીમ્હોટી વિવિધ લેખાવલિ પ્રગટ થઈ. કાન્તે એ વડલાનું મૂળ થડ રોપ્યા પછી અનેક વડવાઈઓની ઘટા ફૂટીને ફરતી પથરાઇ રહી છે, અને એ વિશાળ ઘટઘેરાવ નીચે કલાપીના અક્ષય કીર્તિમન્દિર રૂપ આજ આ વિરહ પણ રચાયો હવે કલાપીના જીવનચરિત્રની પરબ એક મંડાવી અધૂરી છે, કે જે વિસામે જગતના યાત્રાળુઓ થાક ઉતારે, ને સદ્બોધના જળ પી નવચેતના પામે એ ઉણપ પૂરવી તે કલાપિના વિશાલ રસિક ને સંસ્કારી મિત્રમંડળનું ધર્મકર્મ છે કલાપીનું જીવનચરિત્ર કલાપીસાહિત્યમાળાનો ખૂટતો મણકો છે, અને કલાપીના સ્વજનમંડળમાથી કોઈક સજ્જન એની ખોટ પૂરશે એવી ગુજ્જગતને આશા ને આસ્થા છે

## ૩, કલાપી

રાજવીકવિ કલાપીનું ચિરંજીવ નામ ગુજરાતી સાહિત્યના કોઇ અભ્યાસીથી અજાણ્યું નથી સંસ્થાન લાઠીના સ્વર્ગસ્થ ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી, પ્રભાતના શુક્રની પેઠે, થોડું આયુષ્ય ભોગવી ભરયૌવનમા જ વિદેહ થયા, પણ પોતાના એ તખલ્લુસને ગુર્જર ગિરાના અંગમા જ ગૂથી દઇ એ વાણી જેટલું આયુષ્ય અર્પી ગયા છે કલાપી આ

યુગના ગુજરાતના મજનુ હતા, અને એમના કાવ્યો પણ મ્હોટે ભાગે વિપ્રલભ શૃગારની પરિદેવનાના છે સનમને ઢૂંઢવાને જ જાણે ત્હેમણે જન્મ લીધો હતો એ મજનુની ઇશ્કભાવના મોહની હતી કે સ્નેહની ? કે પાયે નિમાઝે ઝૂકતી મયખાનાની બાગ સમી એ કવિતાનુ સત્ત્વ શુ અને કેટલુ ? અથવા સયોગશૃગારની ઋતુ જીવનમા બેસતા એમની કવિતાવેલડી કેવા રગસુગન્ધના ફળફૂલપત્રે પાગરત ? કલાપીના સાક્ષરજીવનના કે કાવ્યશૈલીના આવા પ્રશ્નનો નિર્ણય કે વિચાર પણ કરવાનુ આ સ્થાન નથી અહી તો એટલુ જ પૂરતુ છે કે ગુર્જર સાહિત્યની રસવાટિકામા એમની યે એક રસદેરી છે, અને એ દેરીમાના એ રસદેવ છે, અને એ દેવ ને એ દેવની દેરી ઉભય પોતાના તેજોબળ ને પ્રતાપપ્રતિભાથી સુપ્રખ્યાત છે

## ૪. મસ્તકવિ

આ વિરહના રચનાર કવિ ત્રિભોવન પ્રેમશકરનુ નામ લોકવર્ગમા એટલુ પરિચિત નથી, જો કે સાક્ષર વર્ગમા તો સુવિદિત જ છે દેવભુવન ને દેવવિહારથી શોભતું, માન સરોવર સરિખડુ ન્હાનકડુ, સૌન્દર્ય અને રસના નીરથી છલકાતુ મીઠી મીઠી પણ લાબી લહરીઓએ લહેરાતું લહેરાતું વિભાવરીસ્વપ્ન નામનુ એમનુ કાવ્ય પ્રસિદ્ધ થયુ ત્હારથી ગુર્જર કાવ્યના રસિકોમા સત્કારાયુ છે ઘણે અશે કવિતા તો કવિનો જીવનપ્રવાહ છે, અને એ પ્રવાહની

મ્હેણુદિશા બદલાતા એના જળના રંગે બદલાય છે આરસના આરાઓમા થઇને વહેતી નર્મદાની શોભા અને કરનાળીના ઉંચા તીર્થઘાટોની છાયા હૈયામા ધારી વહેતી, ઊંડા ઘેરા નીરની, ગંભીરતા ભિન્ન જ હોય ત્રિભુવન કવિની કવિતાનો ઈતિહાસે એવો છે સ્નેહની ચન્દ્રિકા એમના જીવનમા ઉગી હતી તે આથમી ગઈ, અને જીવનની એ જ્યોત્સ્ના ખરેખર રાત્રિનુ સ્વપ્નું જ થઇ ગયું પછી નવુ ચોઘડિયુ બેઠુ, નવો દિવસ ઉગ્યો, નવીન મિત્રમંડળી આશપાશ આકર્ષાઇ આવી, અને કવિતાએ પણ નવો સ્વાંગ ધારણ કર્યો સ્વરૂપપુષ્પાંજલિ નામનો રહસ્યભર્યો ભજનસંગ્રહ છપાયા પછી આ ત્હેમનો ત્રીજો અને આત્માના પૂરથી ઉભગતો ગ્રન્થ છે કવિ પોતે સંસારી સાધુ જેવા છે, અને જીવનભર કાવ્યમસ્તીમા જ ઉન્મત્ત રહ્યા છે યોગ માર્ગના યે કવિ પ્રવાસી છે, પણ સમાધિના અગાધજલ શાન્તિતીર્થ હજી એમને લાધ્યા નથી અનન્તતાના આકાશમા ઉંચે–ઘણે ઉંચે વલખા મારતા એ ગરૂડરાજ છે પગની પાનીને અડકે એવો લાંબો અંચળો, વિશાળ ને ઉપસેલા મકના માતંગના જેવા કુંભસ્થળ, તેજની જ્વાલાઓ ઝબકતા ત્હેમના લોલવિલોલ નેત્રબિંબ, મેઘગર્જના સમોવડ ઘેરો શબ્દટંકાર, સત્ય કાજેના રણસંગ્રામમા ચ્હડાવેલા પિનાકયુગલ સમા ભ્રકુટિચાપ, બાંધી દડીનો કઠ્ઠણ ને સ્નાયુબદ્ધ ખડક સમોવડો દેહદુર્ગ એ સહુ શરીરસમૃદ્ધિ તે મસ્ત કવિની આત્મવિભૂતિઓ ગણાવતા મંત્રો જ છે.

આજ તો એ કેસરીને કાળજે ચે વજ્રબાણ વાગ્યુ છે, ને કહાડનાર કોઈ નથી એ હૃદયવેધી શલ્ય હૃદયમા નિશદીન સધરીને જ ભવાટવિમાનુ અવશેષ ભ્રમણ એમને ભમવાનુ છે.

## ૫, કવિ-કલાપીની મૈત્રી

દુનિયાના ઇતિહાસમા સ્નેહસૌભાગ્યવન્તા આદર્શ દંપતી દુર્લભ છે, તેમ મિત્રસ્નેહની યે મૂર્ત બેલડી સુલભ નથી. ઉચ્ચતાના શિખરો તો વિરલ જ હોય કેકાવલિ લલકારતા રાજવીકવિ અને મર્મવેધી આ વિરહ પોકારતા મસ્ત કવિ રસના શિખરો છે, અને એમની સ્નેહકથા યે વિરલ જ હતી

ભારત યુદ્ધનો ભાર હુ-પારથનો જે ઉપરે
સારથી સરજનહાર સુર વિણ સૂનો કવિ

એ કરુણ પણ મરદાની શબ્દમન્ત્રમા ગત કાલનુ પોતાનુ જીવનઅવલબન અને સૂનકારભરી વર્તમાનદશા વિરહકારે વર્ણવી છે ગાંડીવધન્વા અર્જુનના યે કુરુક્ષેત્રમા સગ્રામનેતા શ્રી કૃષ્ણ હતા, તેમ આ વિકટ સસારસગ્રામમા પોતાના જીવનઆધાર રૂપ કવિ કલાપિને જણાવે છે 'હુ-પાર્થનુ એ જ્ઞાન સુર ઓ ! કૃષ્ણ-તુ જાતા ગયુ ' શ્રી કૃષ્ણની ઉત્તરક્રિયા કરી ઇન્દ્રપ્રસ્થ વળતા કાબાઓમા જેવી સવ્યસાચીની બાણવિદ્યા ઓસરી ગઇ, કલાપી જતા ત્હેવુ જ જ્ઞાનવિસ્મરણ કવિને ઘડીભર લાગે છે પુત્ર પિતા મિત્ર રાજવી સદ્-ગૃહસ્થ કવિ ચિન્તક એમ, એક મણિના અનેક પહેલ જેવા,

કલાપીના યે ઘણા દર્શન છે, ને એ સહુમાથી આ કાવ્યમા માત્ર મિત્રદર્શનનુ જ પ્રગટીકરણ છે કવિકલાપીની મૈત્રી અદ્‌ભુત હતી કલાપી પ્રત્યેના કવિના ભાવનુ તો આ વિરહ ભાગવત જ છે અને કલાપીનો સ્નેહભાવે એટલો જ ભરપૂર હતો એ મિત્રયુગલ કૃષ્ણસુદામાના અલૌકિક મિત્રયુગલને સ્મરાવે છે શ્રી દ્વારિકાધીશની પટરાણીઓએ સુદામાજીના ટોળ ને સેવા ઉભય કીધા હતા, તેમ મસ્ત કવિને યે ઓછાવધતા બન્ને મળ્યા છે દુનિયાના ધનમા રક પણ આત્મિક ધનમા મહાશ્રીમન્ત કવિ ભણી કલાપીના રાજકુટુબની મમતા હતી મૈત્રી એ પરસ્પરના ગુણો પ્રત્યેનો પૂજ્ય ભાવ છે, ને એ બન્ને ગુણીજનો એકબીજાના ગુણોથી આકર્ષાઇ રહ્યા હતા દર વર્ષે બેચાર માસ કવિકલાપી સત્સગમા ગાળતા. દલપતરામે ભાખ્યુ કે ફારબસની કબરનો હુ મુઝાવર છુ, મસ્ત કવિ બાગ પુકારે છે કે ' હુ દુહાગી ફકીર શહેનશાહ સુરસિહનો ' કલાપીના અવસાન પછી કલાપીના મિત્રો કવિને સાહાય્ય આપતા રહ્યા છે, અને ગોહેલકુલભૂષણ ભાવનગરના નરેશે તથા વડિયાના દરબાર સાહેબે કવિને નોધારા ન રહેવા દેતા વર્ષાશન બાધી દીધાં છે. મસ્ત કવિ સમા અવધૂત અને કલાપી સમા રાજનનો સ્નેહયોગ કો ધન્ય પળની જ પ્રસાદી હતી કવિની પ્રકૃતિ સુદામાજીના જેવી સુશીલ નહિ પણ તેજસ્વી છે, અને એના ઉભાજવાળ ઝીલી નિભાવી લેવામા કલાપીની મહાનુભાવિતા હતી. કવિની વાગીશ્વરી પણ ત્રીશૂળધારિણી છે, અને તેના

તીખા ત્રિફળા બાણ પણ કલાપી હસતે મુખડે હૈયામાં સંઘરતા રાજદરબારની સુઘડ સંસ્કારિતામાં કુદરતની ભાત હોય તેમ કવિની અસંસ્કારિતાને કલાપી વધાવી લેતા. જડભરતના વંશજ સમા કવિ ગોરખનાથ કે ઓવડનાથના ચેલા જેવા છે, છતાં રાજરમણીઓમાં પૂજ્ય ને વંદ્ય હતા. કવિની નિઃસ્પૃહા ને વ્યક્તિસ્વાતંત્ર્ય ઉત્તમ છે, પણ એ ગુણો યે અવગુણ ગણાય એટલી એમની જ્વાલા કદી કદી દાખવતા છતાં કુદરતના રસિયા કલાપીને તો એ કુદરતનું બાલક દેવ જેવું જ લાગતું ઉભય કવિઓની આત્મપ્રભા ચન્દ્રિકા ને સૂર્યતેજ જેટલી વિભિન્ન છતાં મહાવૃક્ષોના પાદડાઓની પેઠે એમના કિરણવૃન્દ ગૂંથાઇ જીવનજાળ રચાઈ હતી માટીના થર નીચેના રત્નો સમોવડા આ રત્નોની જીવનકથાનો સતપ્રકાશ વધારે જણાશે તેમ વધારે સત્કારાશે. કૃષ્ણસુદામાના પુરાણપ્રસિદ્ધ સ્નેહયુગલને ભૂતકાલમાં સ્મરી સ્મરી ગુજરાતે સાચવ્યું, દલપતફારબસની મિત્રબેલડીને વર્તમાનમાં પરખી ને વધાવી, તેમ કલાપી ને મસ્ત કવિની પ્રીતિવાર્તા યે ભવિષ્યમાં ભાવથી ભણશે ને સંભારશે

## ૬, રૂપરેખા

બ્રહ્માડવ્યાપી અને બ્રહ્માડપર પરબ્રહ્મના ભેદ ઉઘાડવા મથતું આ મહાકાવ્ય ત્હેમાંના વિષય જેટલું અટપટું નથી. મંગળાચરણમાં ' ગજાનન પુત્ર ગવરીના 'નું સ્તવન કરતાં કરતાં જ, સાગરતીરની ખાડીમાંથી કો નૌકા એકાએક મહાસાગરનાં મહાજલમાં ઝૂકાવી દે એમ, કવિ બ્રહ્મવાર્તાનું મંડાણ માંડે

છે. ગણુપતિજીનુ પોરાણિક સ્વરૂપ વર્ણવતા 'એ રાગી–વિરાગી મૂરત' ને 'હુમા ને બ્રહ્માડે રે બ્રહ્માડપાર બેહદમા,' પરમાત્માની પેઠે, વ્યાપેલા કવિ નિરખે છે, ને 'પ્રાણુ સહુના પોષે રે તત્ત્વો પૂરી જીવનના ' એમ પરબ્રહ્મની જ કૃતિપ્રકૃતિના વાવા કવિ ગણુપતિને ધારણુ કરાવે છે

સુરસિહ જાતા સૂનકાર વ્યાપ્યો છે, અને એ સૂનકાર અનુભવતા વિરાગની ઉર્મિ ઉઠે છે, ને એમ કાવ્યની શરૂઆત થાય છે સહુને સ્નેહીની ચિતા સન્મુખ જન્મે છે તેવી આ વિરાગની માત્ર પહેલી ને આછોતરી ઉર્મિ જ છે પૂર્વ સ્મરણો ખડા થતા બગીચો ને બગીચા મહીનો બોધ સાભરે છે, ને કવિ પોકારી ઉઠે છે કે —

પૂરા હજી મુખથી ના તવ વાકય છૂટયા,<br>ત્હો તો અરે ! જીવન એ તુજ ચાલી ઉઠયા

ઉડી જતા મિત્રઆત્માને સલામી કરી સ્વાર્પણુમા જ પોતે હોમાયા, ને એમ હોમાવુ એ પરાપૂર્વનો ક્ષત્રિયધર્મ છે એમ કહી પાછા કવિ વિરાગવાર્તામા ઉતરે છે પરિબ્રહ્મમાં જીવ જોડ, જગત અને જગતના સબધો માત્ર કલ્પના છે, વિશ્વ એટલે તો માત્ર અહમ્પદનો જ ગબાગો છે, માટે માલેક સાથે લગની લગાડો, એ ભક્તિ દ્વારા દેવભક્તનું અદ્વૈત સધાશે આમ છતા યે

ઓ સુર ! તુજ સમ નથી શરો, દેવ તું–હુ માનવી. કવિ કહે છે કે હુ તો દુખડૂબ્યો છુ, મ્હારી વૃત્તિઓ

તો એકધારી તુજમા જ છે, હંસ તો સદા મોતી જ ચરે
લૌકિક મુગટ ઉતારી ત્હે કીચો અલૌકિક મુગટ ધારણ કરે
છે તે મ્હને કહે, એટલી એંધાણી આપ, એટલે ત્હને હૂં
ને ઓળખુ એમ પોકારતા કવિ વિરહની અશ્રુધારાઓમ
પ્રવેશે છે બીજા ભાગમા કવિ અશ્રુના પૂર છૂટા મૂકે છે
સુહૃદ–સ્નેહજામ ફૂટી જવાથી સૂના નગરમા હળતાળે
પડી, ને ભર્યા બ્રહ્માંડમા પોતે એકાકી હોય એમ ભાસ્યુ
રિસામણે ચ્હડેલા મિત્રને અલૌકિક સામગ્રી સમર્પી કr
મનાવવા મથે છે, ને થાકી છેવટે પોકારે છે કે

અમે રે વિયોગી યોગીઓ, બેઠા ધૂણી ધખાવી

પૂર્વ સ્મરણો ખડા થઇ સન્તાપે છે, પંખીઓની કુદરતકેr
ગમતી નથી, અવશેષ રહેલા સ્નેહીનામધારીઓના સ્નેr
ઝહર જેવા લાગે છે, ને કવિને ભાન થાય છે કે 'હંસલાન
જેવા અમારા યે હાલ.' જગતના સ્નેહને પોતાનો ચાr
માનતા નથી, ને સંસારની કૂડકપટની ચોપાટમા દેવ નહિ
મનુષ્યો નહિ, પણ કવિને ભૂતડા જ ખેલતા ભાસે છે
સંસારીઓના હૃદયજલ છિલ્લરજલ જેવા દેખાય છે, પૃથ્વી
ના કંઇ કંઇ મહેલો ખાટકીખાના જેવા લાગે છે, દુઃખન
સન્ધિકામા સર્વત્ર ઝાંખુ દર્શન કરતાં કવિ અટકે છે,
ગીતા સંભારી ભાખે છે કે અવળુ થતા યે માનવી તે
નિમિત્ત છે, અને સદાસર્વથા સર્વની શુદ્ધિ કાજે તો પ્રભુન
દયા જ વરસે છે, બ્રહ્માંડમાની બ્રહ્મવ્યવસ્થાનો વાંક નથી
વળી જીવાત્માને શોકની ઉર્મિ ઉઠી, ને દીલે ત્હેવુ દુનિયામ

નિરખવા લાગ્યો સુહૃદ્દેવને કાજે ધરણીને, ગોપી પેઠે, તલસતી નિહાળી, શાન્ત મુનિ સમ પહાડના ચે ઉરમા અગ્નિજ્વાલા જોઈ, ને દાહમજાના પરમ દર્દનુ ગુણકીર્તન કીધુ પછી ગજરાજ જેવી ગભરામણ થઈ, દ્રૌપદી પેઠે ધાવ નાખ્યા, સૂકાની જતા જીવનબેડલી બૂડવા લાગી, ત્હો યે જગજીવન જોતો નથી એમ ફરિયાદ પુકારી વળી ઉર્મિ પલટાઈ, ને ધીરજથી વીનવવા માડયુ કે

આણ આણ પ્રભુ ! તિમિર તણો અન્ત

વળી મનને સદ્બોધથી સબોધે છે કે 'વારવાર વિદેશે નવ બનીએ વઠેલા' વળી એક વાર મિત્રસ્નેહ ને પોતાની સ્નેહપરવશતા, મિત્રશોધ ને જગતની સાક્ષી પ્રત્યક્ષ થાય છે, પણ દિલ એક સાક્ષી પૂરતુ નથી અશ્રુવર્ષા વરસી રહી હોય એમ ઘડીક સચેત થાય છે, વિવેકવિચાર જાગે છે, ને રાહ પણ જાગૃતિના ગવાય છે, પણ તે ઘડીક ફરી સદ્ગુરૂ સાભરે છે, ને અવિચ્છિન્ન પ્રવાહ આસુનો છોડી મૂકાય છે વળી વિવેકબુદ્ધિ જાગૃત થતા પ્રપચપાસલાથી છૂટવા નિશ્ચય કરે છે, સાચો સબધ પરિગ્રહનો કવિ માને છે, સુખ તો મોહપ્રમાદ વધારનારૂ છે, વિપત્તિના વાદળને તૂટી પડવા નોતરે છે, અન્તરની વિભૂતિઓ—ઉન્હાળામા આબા મ્હોરે તેમ —વિપત્તિની ઝાળમા જ કોળે છે, એમ જીવની આસનાવાસના કરતાં કરતા ને એ એક દીનના રાજહસનુ સ્મરણ સ્મરતાં સ્મરતા બીજો ભાગ સમાપ્ત થાય છે

પ્રકાશ નામના ત્રીજા ભાગમા ધીરે ધીરે રાત્રિ મટી દિવસના કિરણો જામતા જાય છે શાકર સિદ્ધાન્તના કેવલાદ્વૈત વાદનુ સાપ્રદાયિક દર્શન આમા હશે કે નહિ, પણ તે પ્રાચીન સત્યના ઉદ્‌ઘાટનમા યે એક અવનવી તાઝગી તો આમા છે જ વિરહમાનુ તત્વજ્ઞાન વેદાન્તગ્રન્થોમાથી ઉપાડી લઈ કવિતામા નથી ગૂથ્યુ, પણ પ્રત્યેક મુમુક્ષુને ન્હાનામ્હોટા અશ્રદ્ધાના ને સશયોના વનોમા થઈને ડીવેલા પ્રયાણુને અન્તે અનુભવ ને વિચારનુ મન્થનનવનીત મળે છે, તે આ વિરહમા છે, ને તેથી જ પુરાણા છતા આમાના સત્યોના અમૃતબિન્દુ તાઝા બ તાઝા નવ બ નવ વરસતા લાગે છે કર્મભોગ ભોગવવાના છે, મન જાગો, એમ સ્હમજાવતા યે જટીલ યોગમા તે ગળતુ નથી પિશાચોને રૂખસત દેવા મથે છે, ને પ્રવૃત્તિની પાઠશાળામા સત્‌શાસ્ત્ર નથી જડતા એ ઉપાધિરૂપ પ્રવૃત્તિનો પરાજય કરવાનો વિધિ શોધતા કાઈક જડે છે પ્રવૃત્તિના ત્યાગીને જ દેવના દર્શન થાય, તે જ આતમદર્શી છે, તે જ શૂરા સાધુ છે એમ સ્હમજાય છે પણ હજી ગુરૂનો પ્રેમપજો કવિને બરાબર વાગ્યો નથી, માલિકજામનો નિશો હજી પૂગે ચ્હડયો નથી, ને બ્રહ્મસાગરની ઉર્મિઓમા ડોલાતુ નથી ધૂમ્મસ ઉચડયા પછી સૂર્યકિરણ સ્પષ્ટ થાય તેમ મનની અમૂઝણો વિખરાતાં માર્ગનો પટ કઇક પ્રગટ થાય છે, દર્શનના અધિકારીનાં લક્ષણુની ઝાખી ખૂલ્લે છે, ને બ્રહ્મ તથા બ્રહ્મના ન્હાનાની

અંતમાં વિશ્વાસ વિરામે છે, ને કવિ શ્રદ્ધાથી પોકારે છે કે

અલખના તારમાં તારો મિલાવી તાહરા તું દે

જન્મમૃત્યુ તો નવાજૂના પાદડાં જેવાં છે, ને મૃત્યુ તો માત્ર ચમારપણાનું વિનાશક છે જીવાત્માની યાત્રા અને ત્હેણે કરેલા અનેક જન્માન્તરના તીર્થનું અદ્ભુત વર્ણન કરી કવિ કહે છે કે એ સહુ છતાં કેસરીને બન્ધન છે જ નહિ, સાધુ તો જીવનમુક્ત જ છે, ને નિજ દેશમાં જ જશે. એને અર્થે સોહમ્ સાધો, અન્તરની અનહદ સમૃદ્ધિ વ્હોરો, બ્રહ્માંડલીલા તો કલ્પિત છે, સર્વ વિશ્વો ને વિશ્વોના ખેલ એક જ જ્યોતિના અજવાળિયાં છે હવે કવિ ખરેખર સાવધાન ને સચેતન થાય છે, એ બ્રાહ્મી સ્થિતિનું દર્શન થતાં લાવણીના મરદાની પદ ગાવા માંડે છે, ને મદમસ્ત ફકીર અલખ નિરંજનના જૂના અખાડાની ધુનમાં એકધુન થાય છે પછી જ્ઞાનસ્મૃતિ લાધતાં સાધુ દિલમાં દીપક કરતો ભામે છે, અને અનન્તતાના અંશ અનન્તતામાં ભેળવી, વિરલા કો માણે એ વિધે, મસ્ત કવિ પોતે અખંડ પ્રકાશની ભોમમાં અખંડ સુરસત્સંગ માણતા થાય છે

પણ એ સહુથી અળગો ચોથો ભાગ, આનન્દ, આ વિરહમન્દિરનું શિખર ને ધ્વજ છે અલખઉપાસીને પ્રેમનો અજર પ્યાલો પીવાના આમંત્રણથી તેનું પગરણ મંડાય છે પછી રટનની સમાધિમાં વિલીન થઈ, ઉપાધિની ખાખ ઉડાવી દઈ, પરમ પદની પ્રાપ્તિ અને ખુદાઈ જામ પીવાની

મ્જા કવિ ગાય છે અવધૂત પોતાની શાહેનશાહીનુ સૂચન સૂચવી રસમસ્તીમા મશગૂલ વસે છે તે પછી એક ખડષો ડશીમા પરમ મેઘવૃષ્ટિનુ વિસ્તૃત વર્ણન છે સહુ સુજ્ઞ વાચકને વાચતા સ્પષ્ટ જ થાય છે કે મેઘનુ તો માત્ર રૂપક છે, અને સૂચન કાઇક અનેક જ છે છવ્વીશમા ખડમા કવિ સ્પષ્ટતાથી કહે છે કે

બ્રહ્મ વરસ્યો બ્રહ્માડ, વિશ્વને તૃપ્તિ થઇ અગાગ;
ત્રિભુ આત્મતૃપ્ત ઉભા અહી,
વ્હાલિડા રે ! શુ સ્હેનજાવુ ?

એ બ્રહ્મવૃષ્ટિ પછી સૃષ્ટિ શાન્તિખોળે સુષુપ્ત થાય છે, અને ધીરે ધીરે અનેકરૂપલીલા દાખવતો ચદ્રરાજ આકાશમા ઉગે છે કવિનુ કહેવુ એવુ છે કે એ અનેકલીલાસ્વરૂપી ચન્દ્રદર્શનના વર્ણનોમા કૃપિંડશના કેટલાક મહાત્માઓનાં વર્ણન પોને ચોજ્લો છે, અને એમ ક્યુ હોય તો એ યથાર્થ જ છે બ્રહ્મવૃષ્ટિ પછી અમૃતકુભવન્તા શીતાશુ યોગીજનોની મુક્તદશાના દર્શન સુલભ અને સુગમ જ થાય અન્તે 'બ્રહ્મ-રસભીનો ચન્દ્ર ઉગન્તા' કવિને અદ્ભુત દર્શન થાય છે. રસમસ્તીની જાગૃતિ, આનન્દની પરમ પ્રતીતિ, અભયમડપમા રમતા અમરાપુરના વાસીના રાસ, પરબ્રહ્મની સર્વવ્યાપી ને સર્વજ્વલન્ત જ્યોતિમા દિલભરના દર્શન, બ્રહ્મના વિરાટદેહના અગેઅગમા એ સુહૃદ્દેવની સાક્ષી, અને એ દિવ્ય લોચનિયા ઉચે ગ્હડતા ગ્હડતા, મન્દિરના શિખર ઉપરના ધ્વજપટમાની મૂર્તિની પેઠે, એ ઉચા ઉચા આભમા પણ નકલક–

મિત્રની નિષ્કલંક મૂર્તિના દર્શન વાચનાર ! કવિતા કે તત્વજ્ઞાનને આથી ઉંચે કેટલેક ઉડતા જોયા છે ? સપ્રદાયના સત્યો કરતા માનવહૃદયમાથી, પ્રેરણાની પેઠે, ઉછળતી સત્ય-ધારાઓ ઓર છે કવિના આત્મામાથી જે તેજફૂવારા આ વિરહમા ઉડયા છે ત્હેના જ પ્રતાપે આ વિરહ દુનિયાના સાહિત્યમા યે ઉચ્ચ સ્થાન ભોગવશે રૂદન છે, પણ એ રૂદને બ્રહ્માડના પડદા ટ્રોડવા મથન કીધુ છે, ને બ્રહ્મદર્શનની અદ્‌ભુત ઝાખી કીધી છે મનુષ્યાત્મા એટલે ઉંચે ઉડતો થાય ત્હો યે ઓછી અવધિ નથી

## ૭, ગુજરાતી વિરહો

ગુજરાતી ભાષાના રસિકોમા ક્રારબસવિરહ સર્વજ્ઞાત છે, પણ ગોવર્ધનરામભાઈની સ્નેહમુદ્રા યે વિરહ છે એ વાર્તા ઘણાને નવી જેવી લાગશે સ્નેહમુદ્રાનુ મૂળ સ્વરૂપ સસ્કૃતમા આદરાએલી રૂરૂદિતા, અને ત્હેમાના કેટલાક ભાગનુ ભાષ્યસ્વરૂપ તે સરસ્વતીચન્દ્ર જો કે સરસ્વતીચન્દ્રમાના પાત્રોની પેઠે સ્નેહમુદ્રામાના યે પાત્રોની ઐતિહાસિકતાની રેખાઓ સ્પષ્ટ નથી, છતા એટલુ તો નિર્વિવાદિત છે કે મૃત્યુનુ બાણ વાગ્યે જ સ્નેહમુદ્રાની કાવ્યગગા કવિહૃદયમાથી પ્રગટી નીકળેલી છે એ બે ગુર્જર વિરહ અને આ કલાપીના વિરહને કેટલુક સામ્ય ને કેટલીક ભિન્નતા યે છે દલપતરામ અને મસ્ત કવિના નાયક લોકમાન્ય છે દલપતરામ તેમ જ ગોવર્ધનરામ બન્નેમા સ્નેહીના મૃત્યુપ્રસગમાથી સસારશાસ્ત્ર તારવવાની, લોકહિત અને લોકસેવાના નવનીત ઉતારવાની

પ્રધાનતા છે, જો કે સ્નેહમુદ્રામા તત્વજ્ઞાનની ઘૂચવણભરી ભૂલભૂલામણી યે થોડી નથી ત્રિભુવન કવિનો પ્રયત્ન બ્રહ્મના ભેદ ઉકેલવાનો છે, સસાર તો તેમને મતે મૃગવારિની વાડી છે હૃદયપતશામે તેમ જ ત્રિભુવન કવિએ જે કરૂણ રસની હૃદયવેધી જમાવટ કરી છે તેના પડઘા ગુજરાતભરમા પડયા છે ને પડશે, પણ તે કરૂણરસ સ્નેહમુદ્રામા નથી કારભસવિરહ, એડોનેની પેઠે, પ્રેરણા જ છે, બીજ છે, સ્વભાવજન્ય શોકોદ્‌ગાર જ છે, ફળ્યુફૂલ્યુ વૃક્ષ નથી, તત્વચિન્તનના જલસીચનથી ઉછેરવામા આવેલુ નથી સ્નેહમુદ્રા અને કલાપીનો વિરહ ઉભય પ્રફુલ્લ વૃક્ષગાજ છે, અને વિવેકબુદ્ધિના પાણી પાઇ ત્હેમને કોળાવેલા છે પૂર્વપશ્ચિમના કિરણો ગુથાય છે-ઘસાય છે તે વર્તમાન યુગમા કારભસવિરહ ઉભય પક્ષે વાચી વિચારી સ્હમજવા જેવો છે, દેશહિતના સેવાકલ્યાણના યજ્ઞના યાજ્ઞિકે સ્નેહમુદ્રામાના આશઅભિલાષ ઊંડા અન્તરમા આલોચવા જેવા છે, ને સસારની કાચળી ઉતારી એક બ્રહ્મજ્યોત નિરખવા મથતા યોગમાર્ગી અદ્વૈત તીર્થના યાત્રાળુએ આ મસ્ત કવિવિરચિત વિરહ અભ્યાસ કરવા જેવો છે

## ૮, ઇગ્રેજી વિરહો

ઇગ્રેજી ભાષામાના પણ બે યશસ્વી કવિઓના બે વિરહ સુપ્રખ્યાત છે કીટ્સ કવિના મૃત્યુપ્રસગે શેલી કવિએ લખેલો એડોને, અને ઇતિહાસકાર હેલામના પુત્ર આર્થરના દેહઅવસાન પછી રાજકવિ ટેનિસનનો લખેલો ઇન મેમોરિયમ.

એ બન્ને ઇંગ્રેજી ભાષામાં ઉત્તમ કાવ્યો છે, અને ઉભયનાં આ વિરહ સાથે સામ્ય તેમ જ ભિન્નતા છે એડોને તેમ જ કલાપીનો વિરહ ઉભય કાવ્યોના નાયક ને લેખક કીર્તિવન્તા કવિઓ છે એડોનેમાનો કરૂણ રસ ફાગ્બસવિરહ સમો ઊંડો ભરપૂર ને લોકપ્રતિધ્વનિત છે, અને ઈન મેમોરિયમમાનો, સ્નેહમુદ્રાસાનાની પેઠે, તત્વજ્ઞાનના થર નીચે દબાઈ ગયેલો છે આ વિરહમાના રસના ભાવના અને કલ્પનાના ઉડ્ડયન એડોનેમાના જેવા છે, પણ તત્વચિન્તનની પ્રણાલિકા ઈન મેમોરિયમના જેવી છે શૈલીમા સમાનતા છતા ટેનિસનની ફિલસુફી Christ to be—આગામી ખ્રીસ્તમા શ્રદ્ધાવન્તી ખ્રીસ્તી ધર્મની છે, અને ત્રિભુવન કવિનુ તત્વજ્ઞાન કેવલાદ્વૈતના શાકરવાદનુ છે કવિઓના કાવ્યોના જીવન ત્હેમના સાપ્રદાયિક તત્વજ્ઞાન નથી, પણ ત્હેમનામાની બ્રહ્મવર્ચસ્વિની કવિતા છે, અને તેથી જ આમ તત્વજ્ઞાનના સપ્રદાયભેદ છતા ટેનિસન તેમ જ મસ્ત કવિ ઉભયના કાવ્યો ચિરજીવ છે ઉભય કવિઓની કવિતા વિચારતા યે ઇન મેમોરિયમમાની ટેનિસનની સૂક્ષ્મ કલા મસ્ત કવિના આ વિરહમા નથી, તેમ જ આ વિરહમા 'અમરાપુરના વાસી ના જે 'ગાસા હદ બેહદના' છે તે ટેનિસનના ઈન મેમોરિયમમા નથી શૈલીના અને મસ્ત કવિના વિરહ, કોયલ કોયલને કાજે ટહુકે એમ, કવિના કવિને માટેના ટહુકાર છે, પણ એડોનેના સુર ઝીણા છે, ને કલાપીના વિરહના સુર બુલદ છે પદાર્થશાસ્ત્રની સમકાલીન પ્રગતિમા ટેનિસન રસ લેતા તે રસ

ત્રિભુવન કવિને નથી, પણ વિશ્વવ્યાપી ને વિશ્વપર અનન્તતાનાં ચિરજીવ સત્યોના મહાસાગરમા જે ડૂબકી ત્રિભુવન કવિ મારવા મથે છે એવી નિર્બન્ધ ને નિરવધિ યોગીની સાહસિકતા ટેનિસનમા નથી હૃદયમાથી નિઝરતુ એડોને મધુરૂ ઝરણુ છે, વનઉપવનના તીર્થઘાટ આગળ થઈ વહેતો ઇન મેમોરિયમ્ મહાનદ છે, અને કલાપીનો વિરહ ઉછળતો ધ્રૂઘવતો મહામસ્તાની મહાસાગર છે

ત્રણ ગુજરાતી અને બે ઇગ્રેજી વિરહોની સરખામણી બહુ બોધક આનન્દદાતા અને અણદીઠા અનેક જ્ઞાનરશ્મિ પાડનાર નીવડે, પણ અહી એને માટે કાળ કે સ્થાન નથી છતા અભ્યાસેચ્છુઓને એક સૂચન કર્યા વિના નથી રહેવાતુ કે એ વિરહપચાયતનની પૂર્ણાહુતિમા પાચે કવિવરોએ નિજનિજના કાવ્યના સારરૂપ જે જે દર્શન વર્ણવ્યા છે તે દર્શનોનુ જ પૃથક્કરણ ને સરખામણી કર્યે કઈ કઈ અજવાળા ઉઘડશે

## ૯, આ વિરહમાના છાળ

મસ્ત કવિનુ વ્યક્તિત્વ કાવ્યના રસભાવકલ્પનાવિચારના પ્રવાહમા જેટલુ પ્રગટે છે એટલુ જ ત્હેમની છન્દરચનામા યે સુસ્પષ્ટ છે કવિના છન્દપ્રબન્ધનો વણાટ દેશજ છે, અને ત્હેની વાણાતાણાની ગૂથણી સુવટ્ટ ને પોતદાર છતા ખડબચડી છે વિભાવરીસ્વપ્ન, સ્વરૂપપુષ્પાજલિ, કે કલાપીના વિરહમાની છન્દમાલા નરસિહમીગથી માડીને દલપતનર્મદ સૂધીના કોઈ પણ કવિવરની છન્દસામગ્રીથી

પ્રધાનપણે અનોખી જ છે ઘણા ભજનો, કેટલીક ગઝલો, થોડાક સોરઠા, ને જૂજ વૃત્તોમા આ વિરહની રચના છે. વૃત્તોની અછતનો અર્થ એવો હશે ખરો કે કવિને કે કવિની આમાની કવિતાને પિંગળની સુનિશ્ચયદૃઢ ગણબદ્ધતાની નિયમિતતા રૂચીકર નથી ? સોરઠાને સૌરાષ્ટમા દૂહા કહે છે, અને કરૂણરસની જમાવટની તે સચોટ સામગ્રી છે, એમ દલપતરામે પણ ફારબસવિરહમા સિદ્ધ કર્યું છે તીખા શબ્દબાણ જેવા તે મર્મવેધી છે, અને સૂત્રાત્મકતાના તેમ જ વજ્રવેધકતાના અર્ક ત્હેમના ફળાને ગ્હડાવેલા હોય છે. મસ્ત કવિની મસ્તી અને ઉછળાટ ઝીલી પ્રગટાવવા માટે ગઝલો અનુત્તમ સાધન છે ફારસી કવિઓએ અને ત્હેમના ગુર્જર અનુયાયીઓએ જે વેગ વૃવવાટ ને તરંગમયતાના પ્રચંડ તોફાન ગઝલોમા ભર્યા છે તે કાવ્યરસના ભક્તોને તો સુવિદિત છે હરિગીત છન્દની માત્રામેળતા ગઝલના એક રૂપાન્તરને મળતી છે, ને તેથી—જાણ્યેઅજાણ્યે—તે છન્દની પસંદગી થઈ હશે કવિ કહે છે કે ત્હેમની મિત્રમંડળી આ વિરહમાની ગઝલો બિહાગ અને ભીમપલાશીના પ્રલંબ સુરમા બહુ હૃદયંગમતાથી ગાય છે પણ આ કાવ્યમાની છન્દરચનાનુ વિલક્ષણ વ્યક્તિત્વ તો ત્હેમાના ભજનસમુચ્ચયમાં જ છે એ સંપ્રદાયરૈલીનુ પ્રગટીકરણ અન્ય એક પ્રસંગે કરેલું છે, ને ત્હેમાથી કેટલોક ભાગ અહીં ઉતાર્વાથી સવિશેષ સ્પષ્ટતા આવશે

“ આ ગ્રન્થમાના ભજનોનો રંગ બીજા ભક્તિરસના ભજનોથી અનોખી જાતનો જ જણાશે આ દેશના કે પર-

દેશના ભજનિકોના ભજનથી આ પૃથા જૂદી જ છે નરસિંહમીરાના ભજનોનો શુકવંશી સંપ્રદાય છે, અને દયારામનો વલ્લભવંશી છે, પણ આ સંગ્રહમાંના કીર્તનોની પરંપરા તો ગોરખવંશી સંપ્રદાયના જેવી છે જો કે જીવણ સાહેબ અને મોરાર સાહેબના અને બીજા કેટલાક પદો નરસિંહમીરાના પદોની જાતના છે, છતાં જેમાં ત્હેમનું પોતાપણું ઉભરાય છે તે પદો તો નિરાળી જ રીતના છે આ અબધૂતોની વાણી અને વિચારનો મરદાની મરોડ ઓર જ છે એમની પરિભાષા યોગની છે, એમની કહેણી શૂરવીરની છે એ સંપ્રદાયના ભજન ' શબ્દ ' કહેવાય છે, અને સૂત્રોના જેવા ત્હેમના સચોટ શબ્દવેધી પ્રયોગો છે ઘણે ભાગે તેઓ પોતાના જ અનુભવ ગાય છે ' પ્રેમે વીંધાણા મારા પ્રાણ રે, સદ્ગુરૂએ અમને મારેલ શબ્દોના બાણ ' એમના ભજન તો ' શબ્દોના બાણ ' છે, અને સાભળનારના પ્રાણ તે પ્રેમથી વીંધે છે એવા પ્રેમે વીંધાઇ તેઓ હરિના દર્શને સંચરે છે ' જ્ઞાનગરીબી, ' ભક્તિ, ભજન, કીર્તન, વૈરાગ્ય એ એમના સાધન છે જપતપ એમને ગૌણ છે, યોગ જ એમને પ્રધાન છે એ સાધનો વડે ' જયા પરમ ધામ પરમેશ, કોઈ ચલો હમારે દેશ ' એ દેશમાં તેઓ વિચરી અખલ નિરંજનના દર્શન લહે છે આ અબધૂત યોગીઓને તો એ પરમ દર્શન મોક્ષથી યે વિશેષ છે ' સદ્ગુરૂ નિરવાણી નિરવાણી, જ્યહા મુક્તિ ભરે છે પાણી ' એ દર્શનની વેળાએ આત્માપરમાત્માની જે લગની લાગે

છે, એક દ્રષ્ટિ થાય છે, તે યોગ અને એ યોગની એક-દ્રષ્ટિ લાંબો કાળ ટકે ત્હેનુ નામ સમાધિ એ યોગ અને એ સમાધિના આ ભક્તજનો પોતાના ભજનોમા વર્ણન વર્ણવે છે તે યોગદશામા નિરખેલ ઝળહળ જ્યોત અને તે સમાધિદશામા સુણેલ અનહદ નાદના અનુભવ તેઓ લોકને જણાવવા મથે છે એ અલૌકિક અનુભવને લૌકિક વાણીમા ઉતારવા મથતા એમની વાણી ફૂટ રહે છે, અને ભાવે કેટલીક વાર અદ્ધર અટકે છે અખો જેને બાવનપર ત્રેપનમો કહે છે, ત્હેને બાવનમા ઉતાર્વો અઘરો છે, એ વાતની પ્રતીતિ આ ભકતોના ભજનોમા પણ છે એ પરમ દર્શન અને પરમાત્મયોગ થતા પરમ અર્થ એમને પ્રાપ્ત થાય છે 'આનન્દકો ઘર પાયો, અબ મે આનન્દકો ઘર પાયો' અને વાણી પણ મૂક થતી લાગે છે 'ક્યા બોલે, અબ ક્યા બોલે, મન મગન ભયા, અબ ક્યા બોલે?' એ સમાધિદશામા સુણેલા અનહદ નાદના એમના અનુભવવર્ણનો યે કવિત્વમય છે 'જૂનો ને ગગના હેરી, ત્યા બસરી બાજે ઘેરી' 'દેખદા કોઈ આ દિલ માય, ઝણણ ઝણણ ઝણ ઝાલરી વાગે' 'ગગનમડળમા ગડ ગડ અનહદ વાગે રે જી' 'અબધુ! રણ રણ રણ વાગેરે, ગગનમ-ડળ ઘર માય રે જી' 'વાહ વાહ! મેરા દિલ મગન ભયા ગગનાશબ્દ સુનકે' અનહદ નાદનો પોતાનો અનુભવ એ અબધૂતોએ એમ ગાયો છે 'અધર તખત ઉપર જે ઝળહળ જ્યોત' વિરાજે છે એહના દર્શનનો યે અનુભવ

આ યોગીઓએ વર્ણવ્યો છે. 'જા સોહાગણ ! જા રે, ગગનમા જ્યોત ઝલત હે, જા ' ' ઝરમર વરસે, સદ્‌ગુરૂ પરસે, દરસે ઝરમર વરસે, નિર્મળ નૂર નેનનકે આગે, પૂરા નૂરી પરસે, જાગૃત જોગી બ્રહ્મરસભોગી ધ્યાન નિરતર ધરસે ' આ સમાધિ ને યોગ સાચા થયા છે, અને માત્ર આખમીચામણી નથી એ પારખવાનો યે આ સપ્રદાયનો એક તાળો છે ' સો જોગી મતવારા, જાકે અતર ભયા ઉજારા ' ' જોગીઆ મોઇ રે ગગનમે વાસા, સહજ શૂન્યમે કીયા રે પ્રકાશા ' જેને અતર ને બાહર પ્રકાશ થયો છે એ જ ખરો રાજયોગી સમાધિસ્થ એવા સાધુજનોને માટે ત્રીકમ સાહેબ કહે છે, ' ત્રિવેણીના તીરમા રે મોતીડાની હાર રે, સાધુજન નિજ હસની હારો, જેને હીરાનો છે આહાર રે ' આ અબધૂતોના સપ્રદાયનો સારભાગ ભીમ સાહેબે જીવણ સાહેબને ઉપદેશેલા નીચેના ભજનમા છે

જીવણ ! જીવ જીયા રાખિયે, વાગે અનહદ તૂર રે,
ઝીલમીલ જ્યોત્યુ ઝળહળે, વરસે નિર્મળ નૂર રે, જીવણ
પાચ તત્વ ને તીન ગુણ, પચવીસા વિચારી રે,
મથન ગોતો ને મૂળના, તત્વ લેજો તારી રે, જીવણ
ગગા યમુના સરસ્વતી, ત્રિવેણીને ઘાટ રે,
સુખમન સુરતા રાખિયે, વળગી રહીએ ઈ વાટ રે, જીવણ.
અણીઅગર પર એક છે, હેરો રમતા રામા રે,
નિશદીન નિરખો નેનમા, સત્ પુરૂષ સામા રે, જીવણ.

અધર ઝણકારા હોઇ રહ્યા, કર બીન વાજા વાજે રે,
સુરતા ધરીને તમે સાભળો, ધૂન ગગનમા ગાજે રે જીવણ.
નુરતસુરતની સાધના પ્રેમી જન કોઇ પાવે રે,
અધારૂ ટળે એની આખનુ, નૂર નજરે આવે રે,જીવણ.
સદેશો સત્ લોકનો, ભીમ સાહેબે ભેજ્યો રે,
પત્ર લખ્યો ગુરૂએ પ્રેમનો,જીવણ! લગનેથી લેજો રે,જીવણ"

યોગવેદાન્તભજનભડારની પ્રસ્તાવનામાંથી.

આ વિરહમાની વાણી અને છન્દરચના એ જોમવન્તા સપ્રદાયની જ્વલન્ત પદ્ધત્યનુસાર છે મસ્ત કવિનો કરૂણારસ મરદાની છે, વૈરાગ્યની ચોટ પણ ઊડી ઉરવેધણ છે, પ્રકાશનો પ્રચડ જ્યોતિ પણ ઝળહળ ઝળહળ ઝળહળે છે, અને આનન્દનો દેશ જ્યહા ઉઘડે છે ત્યહા પણ રસમસ્તીનો ઉત્સાહ ને ઉલ્લાસ અજબ છે એ શાન્તદર્શી જલમા યે અન્તર્વાસી ઊડી ધૂમાધૂમ છે

## ૧૦, આ વિરહમાંની ફિલસુફી

આ વિરહમાના તત્વચિતનના મુખ્ય લક્ષણ બે છે: ૧ તે ફિલસુફી વેદાન્તગ્રન્થોના અભ્યાસજન્ય નથી, પણ અન્તરના અનુભવજન્ય છે, ૨ તે ફિલસુફીનો કવિની કવિતા સાથે ગગાયમુના સમો ઓતપ્રોત સગમ થયેલો છે છતાં કોઈ પણ પટના રૂપેરી તાણા ને સોનેરી વાણા ઉભય ભિન્ન ભિન્ન પારખી શકાય, તેમ કવિની કવિતા ને ફિલસુફીનાં યે નિરનિરાળા દર્શન કરી શકાય હિમાલય એકલશૃગી

નથી, તેમ હિન્દમાની ફિલસુફી પણ અનેક શિખરવન્તી છે ષટ્ દર્શનકાર, ચાર ભાષ્યકાર, અનેક સંપ્રદાયપ્રવર્તકો એ સહુના પ્રવાહ, એક બ્રહ્મસાગર ભણી વહતા અનેક નદ સમા, એકલક્ષ્ય ને એકદષ્ટ છતા, જૂજવા છે એ સર્વમાથી મસ્ત કવિ શાંકર મતના કેવલાદ્વૈત સંપ્રદાયના અનુયાયી ગણાય છે બ્રહ્મસ્વરૂપના વિષયમા કવિ Transcendental-બ્રહ્માંડઅવશેષ બ્રહ્મવાદી છે

> જાગી રહી એ જ્યોત હું મા તું મા આભમા,
> પૃથ્વીમા ઓતપ્રોત, બ્રહ્માંડ પાર, બેહદ બધે

બ્રહ્માંડઅવશેષ બ્રહ્મ, કવિને મતે, માત્ર ‘દશાંગુલ’ જ નથી, પણ ‘બેહદ’ છે સૃષ્ટિના અસ્તિત્વની બાબતમા કવિ અજાતવાદી છે જગત અસત્ય છે, ત્હેમને મતે, માત્ર કલ્પના જ છે, વન્ધ્યાપુત્રનો વિસ્તાર છે ‘એ દશ્ય ત્હારી દષ્ટિનુ નથી માન્ય થયુ સાચા ત્રિશે છતા જીવાત્માના પુનર્જન્મ ને જન્માન્તરની યાત્રાઓ વિશેના કવિના સિદ્ધાન્તો પ્રકાશ ભાગના ૨૭ મા ખડમા ઉચ્ચ રસિકતાવાળા કવિત્વથી વર્ણવાયેલા છે એ યાત્રાને અંતે, મુક્ત અવસ્થામા, આત્માપરમાત્માનુ કવિ અદ્વૈત માને છે પરમાર્થ અને સ્વાર્પણની ભાવનાઓ યે આ વિરહમા છે, છતા To live in God–બ્રહ્મજ્યોતિમા જીવન એ ભાવ ઉપર જેટલો ભાર મૂકાયો છે, તેટલો To live for God–બ્રહ્મપરાયણ જીવન ઉપર મૂકાયો નથી ઉપરાંત

મુખે અદ્વૈત ઉચ્ચારી, લહી મનથી પૂર, કિસ્મત !
કવિતા આ બકાવાનુ કર્યું ત્હેં દ્વૈત કાં ? કિસ્મત !

કેવલાદ્વૈત વાદના આપણા સમર્થ ઉદ્‌બોધકને જે એ ઝીણી ને રસિક દ્વૈતગંઠા દર્શાઈ હતી એવી યે કાંઇ દ્વૈત-શંકા કવિને પડી લાગતી નથી સકલ ને સમગ્ર ચિન્તન-વ્યાપારના સનાતન આધારરૂપ, કવિને મતે, અદ્વેત એ એક જ સ્થળ છે

## ૧૧, આ વિરહમાંની ખામીઓ

આવા રસભરપૂરને મનોવેધી કાવ્યમાં યે ખામીઓ નથી એમ નથી અમૃતસ્ત્રોતરવી ચન્દ્રગંજમાં યે લાંછન છે, નકલંક નામ એક પરબ્રહ્મનુ સહુ કલાવિધાયકના કલા-વિધાનમાં મુખ્ય બે વાતો જોવાની હોય છે ૧ સમગ્ર ચિ-ત્રની ભાવના ૨ એ ભાવના પ્રત્યક્ષ કરવાની આલેખન-કલા કેટલાક કલાવિધાયકોની કલ્પનાકલા, હાથીની સૂંઢની પેઠે, સોયથી માંડી તરૂવર સૂધી ન્હાનુ મ્હોટું સર્વધારક હોય છે, ને બીજા કેટલાએકની એ કાવ્યશક્તિ, આભલાની પેઠે, આકાશઉદરમાં જ રમનારી હોય છે ત્રિભુવન કવિની કાવ્યપ્રતિભા બીજા પ્રકારની છે ભાવનાની વિશાળતા છે, કલ્પનાનુ પૂર ને વેગ ઉભય મ્હોટા છે, છતાં ઇંગ્રેજ કવિ ટેનિસનની કલામાં જે જડિયાની ઝીણવટ છે, પ્રત્યેક ચર-ણમાંના શબ્દમણિને પહેલ પાડવાનો–ઓપ આપવાનો જે કાવ્યવિવેક છે, તે ત્રિભુવન કવિમાં નથી એમની કવિત–

વિદ્યુતના ચમકારને બ્રહ્માંડ આરપાર વીંધી માપવા મથવુ, કે નિરવધિ બ્રહ્મોદધિમા ઝપલાવવુ, સુગમ ને પરિચિત છે; પણ તે પ્રયતાત્મન્ નથી થઇ, ને તેથી જગતભવનોમા ઉતરી જનવાસના ખડખડને નથી અજવાળતી મહદાકાશમા વિચરતી તે મહાશક્તિ અણુઆકાશમા ઉતરવાની ના પાડી દૂર જ ઉભી રહે છે મહાકાવ્યની વિરાટભાવના મસ્ત કવિની મસ્ત પ્રતિભાને અગમ્ય નથી, પણ શબ્દેશબ્દને, મોતીના દાણાની પેઠે, ઉજ્જ્વળ કરી કાવ્યપક્તિઓમા પરોવવાની, અર્થેઅર્થના અણુપરમાણુમાના અન્તર્વાસી તેજ પ્રગટાવવાની કલાસૂક્ષ્મતા ત્રિભુવન કવિમા નથી આ કારણથી કવિ પોતાના કવિત્વના તપોબળથી જે રસભવન સરજે છે તે સર્વાંગસુન્દર ગજમહેલ જેવુ નથી, પણ પ્રમુખઅગસુન્દર ને ભવ્યદર્શન પર્વતશૃગ જેવુ છે ત્રિભુવન કવિ સ્થપતિ છે, પણ શીલ્પી નથી ને તેથી તેજસ્વી આરસની છતા યે, એમની શબ્દશિલાઓ ખડબચડી રહે છે, અને કાવ્યના ચોક, પ્રભાવન્તા ને મનોહર છતા યે, કેટલેક સ્થળે ખૂચે છે કવિની છન્દરચના પણ આવા જ પ્રકારની ખડબચડી છે કવિતા તો કવિના જીવનપ્રકાશનુ પરાવર્તન છે, અને અહીં પણ કવિની પ્રકૃતિ જ પ્રગટી વિકાસ પામેલી છે મૂળ સ્વભાવે મહામૂલ હીરલો છતાં સસ્કૃતિ કે સસ્કારના પાસા કવિને જ પડેલા નથી, ને એ અસસ્કારિતા ત્હેમની પ્રતાપવન્તી કવિતામા પણ પ્રવર્તે છે કવિમા અને કવિની કવિતામા કુદરત છે, પણ કલા નથી

## ૧૨, ઉપસંહાર

ગયા શતકમા દિશાકાલના અન્તર ઘટવાથી, ને ઇગ્રેજ પ્રજા સાથેનો સબધ ઘટ્ટ થવા પછી આર્યાવર્ત સરોવર મટી ગયુ છે, અને અનેક પ્રજાસરિતાથી પોષાતો મનુષ્યજાતિનો જે મહાનદ બ્રહ્મોદધિ ભણી વહે છે તે નદના મહાપ્રવાહમા આર્યસસારસરિતાનો યે સગમ થયો છે જગતના રગ હિન્દને ચ્હડતા જાય છે, ને હિન્દના રગછાટણા જગતને યે છટાય છે હિન્દના સાધુઓ અને તત્ત્વજ્ઞાનીઓ, હિન્દના રાજનીતિવેત્તાઓ અને પદાર્થવિજ્ઞાનશાસ્રીઓ, તેમ જ ચિત્રકારો અને કવિઓની પ્રતિભાની પણ પરીક્ષા, હિન્દના હીરામોતીમાણેકના પાણીની પેઠે, જગતના ઝવેરીઓ સન્મુખ જ હવે થશે મનુષ્યજાતિના જીવનવ્યાપારની એકતાની અસર આપણા સસારની સર્વ કક્ષાઓમા દર્શાય છે, અને સાહિત્યપ્રદેશમા યે એ લેવડદેવડ શરૂ થઇ ગઈ છે ભાષાન્તરોથી વિશ્વસાહિત્યની આયાત અને મૂળ ગ્રન્થોથી આપણી યત્કિંચિત્ આત્મસમૃદ્ધિની જગતના બાઝારમા નિકાસ થવા માડી છે એ જગતપ્રવૃત્તિની ગતિમા ગુજરાત પણ વહેવા માડયુ છે એની સાક્ષી–જોઇતી હશે તો–રૂના ઘઉના કાપડના ઝવેરાતના ગુર્જર વ્યાપારીઓ પૂરશે ગુજરાતને કાઠે મોતી પાકે, ત્હેની જગતના ઝવેરીઓ આજ કીંમત આકે છે, તેમ આ [illegible] આ[illegible] જ મૂલ મૂલવવાનુ નથી મહાકાવ્યો [illegible] નિત્ય નિત્ય નથી નીપજતા, તેમ આ કાવ્યે

કોઈક દેવચોઘડિયાની પ્રેરણામાંથી જન્મેલું છે સહુ સમ્પ્રદાયીઓની પેઠે વેદાન્ત સમ્પ્રદાયના સમ્પ્રદાયીઓ પણ એમ જ માને છે કે જગતનો આધ્યાત્મિક ઉદ્ધાર પોતાના સામ્પ્રદાયિક તત્વજ્ઞાનથી જ છે સામ્પ્રદાયિક મર્યાદાસત્યોની પેઠે એ મતમાં જે સત્યાસત્ય હો તે હો, પણ એટલું તો છે જ કે શંકર ભગવાનના પ્રાચીન સત્યોને ત્રિભુવન કવિએ પોતાની તેજસ્વિની કવિતાના રસજ્યોતિથી ફરી જ્યોતિવન્તા કીધા છે મસ્ત્ત કવિની કવિતામાં જેમ છે, કલ્પનામાં વેગ છે, ભાવના પૂર વિશાળ ને ઉંડા છે, રસના મસ્તી અને તોફાનની ઘૂમાઘૂમમાં યે પરમ શાન્તિની ઉત્કંઠા ને અભિલાષા છે કોઈ કેસરીને હૈયામાં બાણ વાગે, ને પછી હૃદયશોણિતથી આંકડા આલેખતો વનમાં વિચરે, એમ કવિએ આ વિરહ હૃદયના રૂધિરને અક્ષરે આલેખેલો છે આત્માને નિચોવી નિચોવી એ નિચોવણના અમૃતથી આ વિરહની અશોકવાટિકા કવિએ સીંચી સીંચી ઉછેરેલી છે કાળજાના ઘા જેમને વાગ્યા છે, હૈયાના દર્દ જેમણે દીઠા છે, આત્માની ઉદ્ધારક વેદનાઓ જેમણે અનુભવી છે, તે અનુભવરસના રસિકો તો આ વિરહની દાહમજામાં પરમાનન્દ જ માણશે, અને, જેમ અગ્નિશિખા હવિષાન્ન દેવલોકમાં લઈ જાય તેમ, એ અગ્નિની શિખાઓ ઉપર ઉડતા ઉડતા યે, કવિની પેઠે, દેવભૂમિના દિવ્ય દર્શનની પરમ પ્રાપ્તિ સાધશે. ફિલસુફી કવિતા કે ધર્મની સકળ પ્રવૃત્તિપરમ્પરાનું એ જ પરમ વિશ્રાન્તિભવન છે, ને સર્વ પ્રયતાત્મન્ મુમુક્ષુઓને ત્હેની પ્રાપ્તિ સિદ્ધ થશે

## વીસમી સદીનું ગુજરાતી સાહિત્યઃ
### એક માર્ગદર્શક નોંધ

---

(ઈ સ ૧૯૧૩ મા આ નોધ ઉપરથી મુંબઈમાં અને જૂનાગઢમા ભાષણ આપવામા આવ્યુ હતું અહીં તે નોધ જ પ્રકાશન માટે આપી છે)

---

૧૮૯૮–૧૯૦૦—દલપતરામ, મણિલાલ, હરિલાલ, કલાપી, બાલાશંકર સિધાવ્યા

૧૯૦૧ મા—સરસ્વતીચન્દ્રની પૂર્ણિમા પ્રકાશી

૧૯૦૨–૦૩ થી—સાહિત્યના આકાશમા નવા તારાઃ

૧૯૦૩ મા મ્હારૂ પ્રથમ પુસ્તક છપાયુ

૨

સરવૈયુ કહાડવા જેટલો સમય કંઈક થયો છે.

એમણે શુ કર્યુ?–કેટલુ કર્યુ?–કેવુ કર્યુ?–તે વિચારિયે.

વર્તમાનના રંગ જણાશે, ભવિષ્યને માટે સૂચનાઓ મળશે

૩

ગુજરાતી કોણ?-કોની કોની છે ગુજરાત?

કુટુંબમાં ગુજરાતી ભાષા બોલાય ત્હેની,-તે ગુજરાતી, હિન્દુ, પારસી, ખોજા, મેમણ, વ્હોરા સહુ ગુજરાતીઓ. દક્ષિણીના થાણા. તે ગુજરાતીઓ ન ગણાય સસ્થાનો

છતા પારસી, ઇસ્લામી, જૈન સાહિત્યની મ્હારી માહીતિ અલ્પ છે. શ્રોતાઓમાથી કોઇ પૂરશે એમ આશા છે

૪

કેટલુક ગઈ સદીમા લખાયુ, આ સદીમા છપાયુ, તે બાદ

(ઉદાહરણ) ગો મા ત્રિપાઠીના "સરસ્વતીચન્દ્ર" નો ૪ થો ભાગ

કલાપીનો કેકારવ-કલાપીસાહિત્ય

રમણભાઇ ભદ્રભદ્ર અને કવિતા ને સાહિત્ય.

મણિલાલ સુદર્શન ગદ્યાવલિ

કાન્તનો પૂર્વાલાપ—તો હજી હવે છપાશે. (૧૯૨૩ મા છપાયો) છપાયાની નહીં, પણ પ્રધાનપણે લખાયાની તારીખો ઉપર લક્ષ રાખીશુ

૫

સાહિત્યની મુખ્ય ૫ વૃત્તિઓ.

વર્તમાનપત્રો, માસિકો, નાટકો, નવલકથાઓ, કાવ્યો.

એ પાચ બાબતોમા સાહિત્યપ્રવૃત્તિનો પ્રધાન ભાગ.

(ક.) વર્તમાનપત્રો

છાપાઓમા આવતું સાહિત્ય અલ્પાયુ, ચિરસ્થાયી કે દીર્ઘસ્થાયી ?

મ્હોટો ભાગ क्षणिकम् क्षणिकम् !

ઊડાણુ ને વિચારશીલતા હતા, ત્હેના કરતા વિશેષ છે, હજી વધારેની જરૂર છે

છાપામાની લેખમાલાઓના સગ્રહ થોડા જ છપાય છે.

ખાસ અકો સ્હાઝ, સુન્દરીસુબોધ, ગુજરાતી, ગુજરાતી પચ, ભક્ત, પટેલબન્ધુ, જૈન હેરલ્ડ એમના ખાસ અકોમા ચિત્રો તથા લેખ–કેટલાક સારા હોય છે

( ખ. ) માસિકો

પાચ નવા માસિકો ખાસ ધ્યાન ખેચે છે વસન્ત, સુન્દરીસુબોધ, વ્હેપારી ચેમ્બરનુ માસિક, વેદોનુ ભાષાન્તર શ્રુતિબોધ, સત્ય

જ્ઞાતિઓના—સપ્રદાયોના માસિકો—ત્રિમાસિકો, બાલકો માટેના બે માસિકો

પહેલા બે—આ સદીના સૌથી સારા

ઉપયોગિતા—એક જ સૂત્ર સૌન્દર્ય કે રસપોષણ ગૌણ.

માસિકોના સાક્ષરો

આનન્દશકર—પ્રમુખ—" મ્હારી નોધ " થી વિશેષ જાણીતા. તનસુખરામ, નર્મદાશકર મહેતા, જયસુખલાલ, ન પુ શાંઘવી, મોતીલાલ દલાલ, મગનલાલ કાંટાવાળા, મોહનલાલ દવે, વિજયલાલ, અતિસુખશકર, બન્ધુસમાજ,

નડિયાદમંડળ, વિવેચકનું નાદીઆદમંડળ, સૂરતમાનું યુવાન-મંડળ, કૃષ્ણપ્રસાદ-અમરેલી. ખાસ તરી આવતા રણજિત-રામ. માસિકોના કવિઓ

બન્ધુસમાજ, "ગુજરાતી" નું લેખકમંડળ, સ્નેહ-જ્યોતિ, વસન્તવિનોદી, દિવાનો, બુલબુલ, ચારણિયા, પ્રેમ-યોગી, નૂતનશ્રી, વિ વિ

એક જ સૂચના માસિકો ઓછા થાય, લેખકોનાં મંડળ બન્ધાઇ એકાગ્રતા વધે, માસિકોની સર્વદેશીયતા અને લેખકોની વિષયપરાયણતા ખીલે તો સારૂ.

(ગ) નાટકો પ્રધાનપણે વ્યાપારી દૃષ્ટિ
નાટક મંડળીઓ—તો જાણીતી જ છે
વાઘજીભાઈ, ડાહ્યાભાઈ,—મર્હૂમ
રણછોડભાઈ—હયાત—ગઈ સદીના:
"ગુજરાતી"ના મૂળશંકર—ગઈ સદીનો વારસો.

અમૃત નાયક, "દેશી" ના છોટાલાલ, ફૂલચંદ, કવિ નથુરામ, મર્હુમ વજેશંકર કાલિદાસ, અને મર્હુમ "વિનય," નારાયણ ઠક્કુર

ધાર્મિક નાટકો—ગુજરાતીમા, તેમ દક્ષણીમા પણ

વાઘજીભાઈ—ડાહ્યાભાઈ-કાંઈક બન્ધારણ હતુ, કાંઈક ઐતિહાસિક વસ્તુઓ પણ લેતા

"ઝેરી સાપે" દિશા બદલી (Force of characterization) પાત્રરેખા દોરવાની ચમક વધતી જાય છે તિખાસ છે, પણ પ્રજાને ખોરાક તરીકે પથ્ય ઓછા છે.

સારા સાક્ષરો ગણાય છે તે અલગ છે —જોઇતો માલ પેદા કરી શકતા લાગતા નથી

( ધ. ) નવલકથાઓ.

વનસ્પતિશાસ્ત્રનો નિયમ છાયામા ઘણા છોડ ઉછરે, થોડાક જ બહુ વધે " સરસ્વતીચન્દ્ર " નો ઓળો ઘણા વખત સૂધી રહેશે, તેથી લાભ ને હાની બન્ને

બન્ધુસમાજની વાર્તામાલા છેલ્લી " બાલા " સર્વોત્તમ.

" ગુજરાતી " ની વાર્તામાળા ( અનુવાદ વધારે )

અમૃત કેશવ, નારાયણ ઠક્કુર, રમણીક મહેતા

" પ્રજાબન્ધુ " વાળા ચુનીલાલ વર્ધમાન શાહની નવલકથાઓ " ગુજરાતી " ના જેવી છાપામાની ચાલુ વાર્તાઓ વધી

ન્હાના ન્હાના કથાનક વધ્યા ( બહુધા અનુવાદ ) શિવપ્રસાદ, ભોગેન્દ્રરાવ

બગાળીમાથી ભાષાન્તરો—અનુવાદો

ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ

"રત્નગ્રન્થી ' વ્હેપારી ઉત્સાહ,સાહસ, દેશવિદેશમા જવુ.

" સુવર્ણ કુમારી " પેટા જ્ઞાતિઓનુ એકીકરણ

આબુવાળા લલ્લુભાઈ—આબુના પ્રદેશની નવલકથા, રાજયોગી

સ્કૉટ જેવી ઐતિહાસિક વાર્તામાળાની ખામી.

રેવતાચળની છાયામા છો, જુનાગઢનો પત્થરે પત્થર ઇતિહાસ બોલે છે આશા છે કે ત્હમારામાથી કોઈક લ-

ખશે કાઠિયાવાડની કથામાથી બહુ લખાય એમ છે–સ્હે-
લાઈથી "ગુજરાતી નવલકથાઓનુ સરવૈયુ" નીકળી ચૂકયુ
છે રા મણિભાઈ તન્ત્રી કૃત 'ગુજરાતી નવલકથાનું સાહિત્ય'
(ચ) કવિતા

૧૯૦૩ થી મ્હે કાવ્યસગ્રહ છપાવવા માડયા, ગુણ-
દોષ સહુ જાણો છો, વિરૂદ્ધે ઘણી ટીકાઓ છાપામા પ્રસિદ્ધ
થઈ ગઈ છે, તરફેણમા યે ઘણી ટીકાઓ છપાઈ છે વાત
જાણીતી છે

ત્રિભુવન પ્રેમશકર, કલાપીના મિત્ર 'કલાપીનો
વિરહ' ગુજરાતે દીધેલો દુનિયાના સાહિત્યને ફાળો

પારસી કવિ ખબરદાર ખીલતો મોગરો. હજી ખીલશે
ને સુવાસ ફોરશે

"સાગર" કલાપીના અનન્ય ભક્ત "થાકેલુ હૃદય"
"ગુજરાતી ગઝલિસ્તાન" વિ વિ

"કુજ" "સાગર" ના ન્હાના ભાઈ

મૂળજીભાઈ વેદ–કવિતાની સામગ્રી સારી છે કલાનો
વિકાસ થયે ઘણી ઉચી કવિતા બને નિજકુજ, કુજલીલા
ભા ૧ લો ઈગ્રેજી કાવ્યો First Fruits

"લલિત" ત્હેમને વિશે કહેવાનુ મ્હે કહેલુ જ છે
લલિતના કાવ્યોની પ્રસ્તાવનામા

હરગોવિન્દ પ્રેમશકર—"ઝેબુન્નિસા અને શિવાજી"
ત્રિભુવન કવિના ન્હાના ભાઈ

સત્યેન્દ્રરાવ, "ભ્રમર અને અબુજ," વિ વિ

હિમાલયમા જેમ અનેક ઉચાઈના વન છે, તેમ આ કાવ્યરસના વન પણ પોતપોતાની પૃથક્ પૃથક્ ઉચાઇએ છે સર્વેએ પોતપોતાના शङ्खान् दध्मौ पृथक् पृथक्–વધતી ઓછી પ્રેરણાવન્તા અને વધતી ઓછી પ્રેરણા પાતા

૬

આપણી લગભગ ૭૫ થી ૮૦ ટકા જેટલી સાહિત્ય-પ્રવૃત્તિ આવી ગઈ

આ આપણી પ્રધાન પ્રવૃત્તિઓ

હવે આપણી ગૌણ પ્રવૃત્તિઓ તપાસીએ

"ગૌણ" નો અર્થ એવો નથી કે ઓછુ ધ્યાન આ-પવા લાયક "ગૌણ" નો અર્થ અહીં એટલો જ છે કે આપણે ઓછુ લક્ષ આપીએ છીએ તે

૭

ગૌણમા મુખ્ય પ્રવૃત્તિ ભાષાન્તરોની

**(ક) ભાષાન્તરો.**

મુખ્ય ત્રણ ભાષાઓમાથી સસ્કૃત, ઇગ્રેજી, બગાળી; કાઇક દક્ષિણીમાથી.

કેટલાક હિન્દીમાથી (શિવપ્રસાદ)

સસ્કૃતમાથી "શારીરિક ભાષ્ય"–કમળાશકર.

"રામાનુજ ભાષ્ય"–આનન્દશકર.

મ્હારી "સમશ્લોકી ગીતા"

કેશવ હર્ષદ ધ્રુવના ભાષાન્તરો

ગીતા—શાંકર ભાષ્યનુ ભાષાન્તર

વિશ્વનાથ સદારામ પાઠક.

રામાયણ—મહાભારત—“ ગુજરાતી ” પ્રેસના.

નથુરામ શર્માના ભાષાન્તરો

અનન્તપ્રસાદના ભાષાન્તરો

સસ્તા સાહિત્યના ભાષાન્તરો

વૈદક—શુશ્રુત, સારંગધરસંહિતા જ્યોતિષ્ શાસ્ત્ર.

ઈંગ્રેજીમાથી ભાષાન્તરો

“ લેન્ડોરના સંવાદો ” “ ટોલ્સ્ટોયની વાતો ”

દત્તનો “ હિન્દનો આર્થિક ઇતિહાસ ”

પ્લુટાર્કના “જીવનચરિત્રો—” કેટલાક બ ક ઠા.

“ સામાજિક સેવાના સન્માર્ગ ” વિ વિ

બંગાળીમાથી નવલકથાઓ

ગુ વ સોસાયટીના ભાષાન્તરો એરિસ્ટોટલનું નીતિ શાસ્ત્ર, મ. ર. ભટ્ટ વિ વિ

ભાષાન્તરોની આવશ્યકતા—દુનિયાના વિચાર આપણા પ્રાન્તમા દાખલ કરવા—આયાતનો સિદ્ધાન્ત. સારા સાક્ષરોને હાથે થયેલા ભાષાન્તરો ઘણા ખરા સારા થયા છે હજી વધારે ભાષાન્તરોની જરૂર છે

( ખ ) શાળોપયોગી સાહિત્ય

નવી વાચનમાળા—છોકરાઓ માટે, છોકરીઓ માટે

કાવ્યસંગ્રહો “ કાવ્યમાધુર્ય, ” વિ. વિ

ધર્મનીતિના પુસ્તકો શિશુસદ્બોધમાળા ગાયકવાડ સરકારના ભાષાન્તરો

એ સહુમા જમાનાના સૂચક ગુણદોષ છે બાલકો માટે કાવ્યસંગ્રહ એક બે થયા છે બાલોપયોગી પુસ્તકોની શરૂઆત માત્ર જ થઇ છે.

મ્હોટે ભાગે પ્રતિષ્ઠિત સાક્ષરો આ પ્રવૃત્તિથી અલગ છે—એ શોચનીય છે દલપતરામ, નવલરામ, મહિપતરામ એમ અળગા રહેતા નહિ

( ગ ) સરવૈયા

"નવલકથાનું સાહિત્ય"

સાઠીના સાહિત્યનો ઇતિહાસ

"સંસ્કારવિધિ" ના ગીતોના સંગ્રહો

ગીતમાલાઓ બ્રહ્માનન્દકાવ્ય

( ઘ ) જીવનચરિત્રો અને ઇતિહાસ

ઇતિહાસ—શૂન્ય !

જીવનચરિત્રો ગો મા ત્રિપાઠી રાનાડે ( દેવાશ્રયી ). સચિત્ર સાક્ષરમાળા દેવી અઘોરકામિની વિ વિ

( ચ ) Science ( વિજ્ઞાન )

વનસ્પતિશાસ્ત્ર જયકૃષ્ણ ઇન્દ્રજી કર્તાની જીદગીનુ દોહન.

વૈદ્યકલ્પતરૂ, ધનવન્તરી—માસિકો.

"વનસ્પતિગુણાદર્શ"—ભાવનગર.

મગનલાલ વિદ્યાર્થીના R P A ગ્રંથાવલીના ભાષાન્તરો જ્યોતિષ્ શાસ્ત્ર.

Practical Science (વ્યાવહારિક વિજ્ઞાન) પ્રો. ગજ્જરની "લેબોરેટરી, અને એલેમ્બિક વર્કસ."

"ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ"

વરતેજનું કારખાનુ, નવસારી વિગેરે સ્થળે તેલનાં વિ. કારખાના

હજી વધારે અભ્યાસ, ઊંડાણુ, ને કાર્યસાધકતાની આવશ્યકતા

(૭) લલિત કલાઓ.

છન્દ "રણુપીંગળ"—રણછોડભાઈ નાટક ભરત-નાટયશાસ્ત્ર—નથુરામ કવિ.

નટ અમૃત કેશવ, ન્હાના ત્ર્યંબકલાલ, જયશંકર, બાપુલાલ, "કુમુદ"–માસ્તર ત્રીકમ, વજેશંકર કાલિદાસ, હરિહર દિવાનો, વલ્લભ કેશવ, માસ્તર મોહન

"ઝેરી સાપ"–અમૃત કેશવ નાયકનુ જમાનો બદલાવતું (Epoch–making play) નાટક મોરબી કંપનીનુ એક પડદાથી "સીતાસ્વયંવર,"–આજ વિરાટ સ્વ-રૂપના દર્શનનો પ્રયત્ન

ગૂંથણુ ત્રણ પુસ્તકો

સંગીત ગઈ સદીમા મૌલાબક્ષ, આદિત્યરામ, મૂળજી વ્યાસ

પ્રો બર્વેના પુસ્તકો–આ સદીમા,

"સંગીતકલાધર"–ડાહ્યાલાલ શિવરામ;

હિંદુસ્તાનની સંગીતપદ્ધતિ, સ્વરમાલિકા.

"સંગીતમંજરી" અંજારિયા—સંગીતોનો સંગ્રહ

(Composers) નવી સારીગમોના કર્તા ભાવનગર મહારાજા સાહેબ

નોટેશન પદ્ધતિઓ વડોદરા, ભાવનગર—ખર્વે.

ચિત્રકલા નથી છે તે નહીં જેવી! ગુજરાતપ્રખ્યાત કે ભરતખંડપ્રખ્યાત કેટલા ચિત્રો?

(જ) ધર્મનીતિ (લેખકો)

પઢિયાર સોરઠનુ અમોલુ રત્ન

અનન્તપ્રસાદ—કથાકાર.

ઉપેન્દ્ર ભગવાન, નથુરામ શર્મા, લાલન, ખર્વે ("ચોગદિવાકર")

ધર્મશિક્ષણના શાળોપયોગી પુસ્તકો

સર્યુદાસ, જાદવજી મહારાજ, નરહરિ શાસ્ત્રી, જાનકીદાસ, હરિદાસ મહારાજ, વિ વિ.

(ઝ) સાહિત્યની સંસ્થાઓ અને હિલચાલો:

રણજિતરામ વાવાભાઇ

| | |
|---|---|
| ૧ સાહિત્ય સભા, અમદાવાદ<br>૨ સાહિત્ય પરિષદ્<br>૩ સાક્ષર જયન્તીઓ<br>૪ વાર્ષિક સાહિત્યના અવલોકનો<br>૫. વિદ્યાર્થી પરિષદ્ | રણજિતરામ એટલે આ પ્રવૃત્તિઓના પિતા |

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ, ('ફરતા' અને સ્થાયી પુસ્તકાલયો વિ વિ)

" સસ્તું સાહિત્ય "–અખંડાનન્દ.

બન્ધુસમાજ, નડિયાદમંડળ, નાદોદ, સુરત, ભરૂચ, મુંબઇ, અમદાવાદના—બીજા મંડળો વિ વિ પણ એ કંઇક થાકયા છે

(૯) સ્ત્રીસાક્ષરો

" સુન્દરીસુબોધ " ના ખાસઅંકો—છેલ્લો ખાસ અંક· ઘણાખરા ત્ય્હાં છે

(૬) લોપ થયેલાં વાના:

ટીકાકાર નવલરામ હતા

સુધારાનુ સાહિત્ય સુધારાની પ્રવૃત્તિની પેઠમ લોપ

નામદાર મહારાણી ચીમનાબાઈ સાહેબનુ પુસ્તક હરગોવિંદદાસ કાંટાવાળા " સંસારસુધારો " એ અપવાદો.

૮.

થવાં જોઇતાં વાનાં

૧ ચિત્રોના પ્રદર્શન–મુંબઈમા થાય છે બીજે થવા જોઇએ કે ઈલાકામા બધે ફરે

૨ નટોના અભિનયની ચર્ચા, પૃથક્કરણ ને સૂચનાઓ.

૩ નટોના, નાટકકારોના,—ન્હાનામ્હોટા સંમેલનો.

૪. વૈદકસંમેલન થાય છે

પ. ઇતિહાસમંડળ, (Science) વિજ્ઞાનમંડળ, વિ.— આવા સંમેલન ખરચાળ કે માત્ર પ્રદર્શનરૂપ નહિ, પણ કાર્યસાધક, અને પોતપોતાના વિષયપરાયણ

૯

આ ૧૩ વર્ષોના ખાસ લક્ષણ

—તારવવા અઘરા છે

૧ ચિન્તન છે, લાગણી છે, પણ Scholarship—વિદ્વત્તા ઓછી થઈ છે.

નવા "કેશવ હર્ષદ" કચ્હા છે ?–પ્રો ગજ્જર ( Two p c inspiration, 98 p. c. perspiration ' ) બે ટકા પ્રેરણા ને અઠ્ઠાણુ ટકા પરસેવો !

૨ સાહિત્યની ભાવના જેટલી ઉચી થઈ છે, તેટલું લેખન ઉચું નથી રહ્યુ આપણા સામાન્ય અસન્તોષનુ એ કારણ

૩ વિસ્તાર વધ્યો છે, પ્રમાણમા ઊડાણ ઓછુ વધ્યુ છે.

૪ હજી વિચારદશા છે, નિર્ણયદશા નથી પણ તે આવતી જાય છે વિચારદશા લબાઈ, તે પણ ગો. મા. ત્રિપાઠીની અસર. તે વિચારક હતા, પણ નિર્ણયાત્મક વિચારક ન હતા

૫. ( Division of Labour ) કાર્યવિભાજન ઓછું છે, એટલે વિષયપરાયણતા અને વિષયપારાગતતા ઓછી છે એ વધારે થવાની જરૂર છે

૬ આ સદાના સાહિત્યની ભાષા ગો. મા ત્રિપાઠી-ની અસર છતા ૧૯૦૩–૪ મા જ "વસન્તવિનોદી" એ "વિધવા" છપાવી સરલતા ભણી વાળી. હમણા એ વળણ કંઈક છે

૧૦

આ શતકમા છ સાત “ કાવ્યસગ્રહો ” છપાયા છે· તે સર્વને વિચારી જઈ સામટુ અવલોકન લખાય, તો કવિતાની–ભાવનાની દિશાઓ નક્કી થાય

૧૧

આમા કોઈ તારીખ ખોટી હોય તો સુધારી લેશો હયાત—હાજર સાક્ષર ઉપર ટીકા થઇ હોય તો ક્ષમા કરશો

૧૨

છેવટે એક જ વિનતિ

“ સર્વદેશી ” થઈ શકે એવા મહાવીરને સર્વદેશી થવા દો

બીજાઓ કોઇક એક–બે વિષય પોતપોતાના કરી લઇ તેમા પારાગત થાવ તો સારૂ

૧૩

**દિશાઓ અન્ધારી નથી, પ્રકાશવન્તી–આશાવન્તી છે.**



# લલિતનાં કાવ્યોની પ્રસ્તાવના



'લલિત'નુ નામ કેટલાક વર્ષોથી ગુજરાતને પરિચિત છે, અને ત્હેમના કાવ્યો ઘણાને પ્રિય છે બહુ વાટ જોવરાવ્યા પછી આજે એમનો કાવ્યસગ્રહ પ્રસિદ્ધ થયેલો નિહાળી ઘણાને આનન્દ થશે

ઇ સ ૧૮૯૭મા રા રા જન્મશકર મહાશકર બુચ-લલિત–નુ એક કાવ્ય 'સુદર્શન'મા પ્રથમ છપાયુ ત્ય્હાર પછી આજ સૂધીની પચદશીમા જૂદા જૂદા માસિકોમા ત્હેમના ઘણા કાવ્યો છૂટા છૂટા વેરાયેલા છે ઈ સ ૧૯૦૪ મા ભવભૂતિના ઉત્તરરામચરિત્રની છાયાવાળુ સીતાવનવાસ નામનુ લખેલુ નાટક કાઠિયાવાડમા ભજવાયુ હતું, અને ત્હેમાના ગીતો છપાયા હતા ગોવર્ધનરામભાઇની અને પ્રો ગજ્જરની સૂચનાથી સ્નેહમુદ્રા ઉપર એમણે એક વાર્તિક લખવા ધાર્યું છે એમનો અપ્રસિદ્ધ કાવ્યભડાર

મ્હોટો છે, ત્હેમાથી આ પુસ્તકમાની તો મ્હોટે ભાગે ગીતમાલા જ છે

સદ્‌ગત સાક્ષરોમા ગોવર્ધનરામભાઇનો તથા કલાપીનો લલિતને પ્રસગ પડચો હતો, અને તે સાક્ષરોની છાયા લલિતના કેટલાક કાવ્યોમા તરે છે ભગવતી મીરાના ભજનોની પ્રેરણા પણ કેટલાક ભજનોમા છે ભૂતકાલનુ રુણ સૌને માથે હોય છે, ને લલિતને માથે પણ છે કવિતા દેવીના પૂજનાર્થે જતા સરસ્વતી મન્દિરના પગથિયા ચ્હડતા ચ્હડતા પગથિયે પગથિયે બેઠેલા કઇ કઇ માળી અને માળણની છાબોમાથી પુષ્પો અને પુષ્પોના પરાગ, સૌની પેઠે, લલિતે પણ લીધા છે, અને પોતાને ઘેરથી લાવેલી કુકુમઅક્ષતની પૂજાસામગ્રી ભેગા દેવીને ચરણે અર્પ્યા છે લલિતના કાવ્યછોડ ઉપર આશપાશના તરુવરોની છાયાઓ પડેલી છે, છતા તે છોડના ફૂલડાઓના રગ ને સુગન્ધ તો પોતાના જ છે તેમના કવિતપરાગનુ લલિત ને મનોહર વ્યક્તિત્વ આ સગ્રહમા તરવરે છે જ

લલિતના આત્મતત્વનો પ્રથમ અશ આ સગ્રહના અર્પણના કાવ્યમા સુસ્પષ્ટ છે

જનની ! તાત ! ને બ્હેન ! બન્ધુ હો !<br>
સહચરી ! સખા ! બાળુડા અહો !<br>
ગૃહ કુટુબ ને દેશ વિસ્તર્યા<br>
પ્રિય જનો ! ત્હમે અન્તરે વસ્યા

માતા પિતા બન્ધુ ભગિની પત્ની મિત્રો બાલકડા· એમના મૃદુ અને સુન્દર ગૃહભાવ લલિતના ઘણા અને સારાં કાવ્યોનો આત્મા છે 'પ્રિય જનો' લલિતને મન 'દેવદેવી શા' છે પ્રિય જનોને જ 'નયનને અમી' લલિતના 'પ્રાણ પોષાયા' છે એકદેશી સ્નેહના કાવ્યો અને નવલકથાઓના આ યુગમા 'બ્હેનના બોલ', બ્હેનના આસુ', 'મા તે મા', 'માબાપની સેવા', 'ભાઈ ને બ્હેન', એ અને એ કોટિના કાવ્યો વિશાલ અને ઉદાર કુટુબવાત્સલ્યનુ સ્મરણ કરાવે છે

આવી રૂડી લીલુડા લીમડાની છાયા,
એવી મ્હારા માવતરની માયા લોકગીત-

લલિતને કુટુબનિબની લીલી ને મીઠી છાયા શીતલતા અને આરોગ્યવર્ધની મળ્યા છે, તેમ જ કડવાશે મળી હોય એમ ભાસે છે નહિ તો સમર્પણનો ઉલ્લાસ લલિત છન્દના પ્રલબ સૂરોમા ન ઉતરત મીઠાશની જ મૈત્રી ન હોય, કડવાશ અનુભવ્યા છતા યે હૃદયઉષ્મા ઓસરે નહીં, એ દર્શન વિરલ ને વન્દનીય છે

અને એ લલિતના કાવ્યોનો બીજો સત્ અશ છે. 'ધા સુણિયે દુખિયાની' એવા દુખના અનુભવ ને પોકાર છે, 'કુમળા દિલને ન દુભવજો રે' એવી આરતી છે, છતાં ઉરનો ઉમળકો તો જેવો ને ત્હેવો જ છે લલિતને મન 'આસુડા તો કેસુડા' છે 'સન્તન મન ભરિયા મળજો રે અન્તરને મન્દિર' એવી જ વાછા સદા રહે છે, અને 'કુમ-

મને પગલે પાવનિયા એવા પ્રભુજનિયા'ને ચરણે હૃદયના ફૂલ નહિ તો 'ફૂલની પાખડી' યથાશક્તિ અર્પવા તે હમેશા સજ્જ જ છે

લલિતના આત્મતત્વનુ ત્રીજુ કિરણ ઉજળુ છતા સૂક્ષ્મ છે કોઇને મહાભારતરામાયણના દુન્દુભિનાદ રૂચે છે, તો કોઇને કાલિદાસની મનોહારી સુન્દરતા કે ભવભૂતિની સૂક્ષ્મદર્શી સુકુમારતા ગમે છે સિતારની રમઝટ જામી હોય ત્હેમા કોઇ આનન્દ માને, તો જેમ સિતાર ધીમો વાગે, જેમ ત્હેના તાર મન્દ ને કુમળા બોલે, જાણે જળના કણ ટપકતા હોય એવો કુમાશવાળો શબ્દ, પવનની ધીરી લહરી સમો, સ્ફુરે એ કોઇને પ્રિય હોય છે લલિતના કાવ્યોમા દુ દુભિનાદ નથી, સુરાવલિની રમઝટ જામી નથી, પણ સ્નેહના શ્વાસોચ્છ્વાસ સમી સુકુમારતા છે વનઘટામા ઊ ડી ઘેરાયેલી કોકિલા ધીરૂ–અતિ ધીરૂ સુકોમળ ટહુકે, એવો લલિતના કેટલાક કાવ્યોનો ટહુકો છે પર્વતમાથી નિચોવાઈ નિચોવાઈ જલધારા ટપકે, એમ એમની શબ્દધારા ટપકે છે

લલિતના કાવ્યોનુ લાલિત્ય શબ્દોને લડાવવામા, લય કે ધુનની પસદગીમા, અને ભાવપ્રદર્શનની શૈલીમા છે જેવા ભાવના ઝરણ કુમળા છે, ત્હેવા ગીતલય અને ગીતોમાની પદાવલિ પણ સુકુમાર છે લલિતના વ્યક્તિત્વવાળા કાવ્યોમા લાલિત્ય પ્રધાન ગુણ હોવો જોઇએ, અને છે 'ના, હો નાથ ! ના હો ! ના હો !', 'શાન્ત થાવ, સ્વસ્થ થાવ,' 'વસમી એક વિદાય' એ પદોની કુમાશ ઓર જ છે

પણ લલિતના ગુણોમા જ એમની મીમાઓ રહેલી છે એમના ભાવના ઝરણુ સૂક્ષ્મ છે, વર્ષાકાળના પૂર સમા, વિશાળ નથી, એમનો પ્રિય શબ્દ ‘લગીર’ છે, ‘મહા’ નથીઃ વામન અને વિરાટ ઉભય સ્વરૂપ હજી તે ધારી શકતા નથી એમનુ ઉર ‘આળુ’ છે, ને મન ‘ મોળુ’ છે આ ગીતસગ્રહમા ઉરની ઉમદા ઉર્મિઓ છે, છતા વિચારની તો ઉણપ જ છે. Poets are the heralds of philosophy એ વર્ડ્ઝવર્થનુ સૂત્ર, ‘જ્ઞાન એ કવિતાનો આત્મા છે’ એ ગોવર્ધનરામભાઈનો સિદ્ધાન્ત, કે ‘કવિ એટલે દ્રષ્ટા’ એ ગીતાઉપનિષદમાનુ અર્થરહસ્ય હજી લલિતની દૃષ્ટિમા ઉતર્યો લાગતા નથી. લલિતની નૌકાને ગીત ને ભાવના શઢ છે, પણ મહી સન્દેશના નીરમ નથી તેમને સસારના અનુભવ થયા છે, મન્થન ચાલે છે, પણ માખણુ હજી ઉતર્યો નથી

લલિતના આ કાવ્યસગ્રહનુ આવુ સ્વરૂપ છે અધૂરાપણુ—ને કોણુ અધૂરૂ નથી ?—છે, છતા લલિતના કાવ્યો ગુજરાતે સત્કાર્યા છે અને સત્કારશે કારણુ કે ત્હેમા ગુજરાતને ગમતા ગૃહભાવ, કોમળતા, લાલિત્ય, ને લાડ છે. ગુજરાત એમની ભણી આશાની આખે જોતું આવ્યુ છે, ને જૂવે છે. આવી રૂડી સૌરભવન્તી અન્ય પાખડીઓના, તેમ જ પ્રફુલ્લ પુષ્પોના યે, હજી ગુજરાતને અભિલાષ છે

## કેશવ હ. શેઠના રાસનો ઉપોદ્‌ઘાત

ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા એક સમય એવો હતો કે દલપતરામને 'ગરબીભટ' કહી ત્હેમના નવટીકાકારો હસતા હતા આજે એ સમય આવ્યો છે કે લગભગ પ્રત્યેક નવરસિક કવિજનને રાસ લખવાના ઉમળકા આવે છે ગુજરાતી સાહિત્યમા આજે રાસનો દિગ્વિજય છે આ નવયુગમા તો રાજવીકવિ કલાપીએ એક માત્ર રાસના એ દિગ્વિજયની આણ માની નથી નરસિંહ–મીરા રાસના જન્મદાતા હતા રત્નાના મહિના, વલ્લભના ગરબા, ગેમલના મીઠાના ઋષિરાજના ઝીલણિયા, રઘુનાથ ને શોભણના ગીતો, કાઠિઆવાડના ઐતિહાસિક રાસડા, સ્વામીનારાયણ સપ્રદાયની ગરબીઓ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાના રાસના એ નિરસ્વરૂપ છે ગુજરાતી પ્રજાજીવનના ઉત્સવોના, સ્ત્રીજાતિના ઉલ્લાસોના એમ એ કવિવરો પ્રેરક ને પોષક થયા

હતા પણ પ્રાચીન ગુર્જર કવીશ્વરોમા રાસનો અલબેલો રસિકવર તો દયારામ કેટલીક ગરબીઓમાથી તે વખતના પ્રચલિત વલ્લભ સંપ્રદાયના અતિ શૃગારને બાદ કરતા દયારામભાઈની ગરબીઓમાની કવિતાનો પ્રસાદ તો વર્તમાન કવિઓના થોડાકના જ રાસમા હશે

ગુજરાત કે ગુજરાતી કાવ્યરસિકોને ભાઈ કેશવ હ. શેઠ અજાણ્યા નથી સ્નેહસગીત, સ્વદેશગીતાવલિ,–પ્રાર્થનાના પદ–એ કાવ્યસગ્રહો અને લગ્નવ્રત ને પ્રવાસીના પત્રો એ પુસ્તકોથી ગુજરાત એમને ઓળખે છે એમનુ સારામા સારૂ ઘણુ સારૂ છે, પણ બધુ યે લખેલુ કે મોટો ભાગ એવો નથી કવિજનને સહેલા પણ આત્મઘાતક અનુકરણોના–ભાષાન્તરોના ઢાળે જો ન ઉતરી જવાય, ગીતની વિચારની ભાષાની ઓછીવધતી ઠોકરો છે તે ઓછી થાય, દોર ઉપર હાથ રાખીને પણ કલ્પનાપતગને વિદ્યુત્ સન્દેશની શોધમા હજી વધારે ઉચ્ચે ગગનદેશમા ઉડવા દેવામા આવે, તો આ રાસમાના સારા રાસોથી યે સરસ રાસ હજી ગુજરાતને મળશે.

કવિ તરિકે ભાઇ કેશવ–એક રીતે–હજી વિકાસની તરૂણાવસ્થામા છે રસના કાકરિયા સરોવર ને નગીનાવાડીઓમા હજી વિહરે છે, નર્મદા કે ગગાના મહાનદને આરે કે ભવાટવિના ગીર કે દડકના મહાવનની ગહનતામા હજી તે યાત્રાએ વિચરતા નથી હૃદયના સસારના જીવનના મહાપ્રશ્નોની ભૂલભૂલામણીમા હજી તે પ્રવેશતા નથી રસના મહા-

સાગર ખેડનાર ખેવટિયા થવાનુ તો સર્વ પ્રજાઓમા ને હમેશા—થોડાકને જ સદ્ભાગ્યે લખ્યુ હોય છે કોલમ્બસ તો કોઇક જ હોય રસના કોલમ્બસે કોઈક જ હોય ભાઇ કેશવના અન્તરનો બૂટ ફૂટયો છે, ને ઉભગાય છે હૃદયઘટામા વિદ્યુત્‌લતાના ચમકારા, થોડાકમા ચમકે છે એવા, ચમકે છે પૂના ચિત્રશાળા પ્રેસમાથી નીકળતી એથી ઘણી વધારે સ્વરૂપવાન ચિત્રમાલા કેશવના કાવ્યોમાની છે પ્રાચીન ગણપતિઉત્સવોમા પૂજાતી એનાથી વધારે મંગલકારી દેવોની મૂર્તિઓ ભાઈ કેશવના પણ કાવ્યપાટલે વિરાજે છે કેટલીક તો રવિવર્મા ને મહાત્રેની સાથે પણ શોભે ત્હો પણ હજી કલામા ઉણપ છે કલાવિધાયકના હાથમા એ જાદુ સતત નથી આવ્યા, જે—અલાદિનના દીવાની પેઠે—અન્ધારાને યે અજવાળે એ ચમત્કાર સદા—સર્વથા નથી. આરસ શુદ્ધ છે, શીલ્પીની ભાવના યે ઉન્નત છે, હથોટી બરાબર બેસશે એટલે કવિતાની જયપુરી મૂર્તિઓ રચાશે.

નવલરામભાઈએ નર્મદને સમયમૂર્તિ કહેલ છે એવા તો એકાન્તવાસી મહારસયોગી કોઇ પણ યુગમા કે પ્રજામા વિરલ જ હોય જે વર્તમાનથી નિર્લેપ રહ્યા હોય. દલપતકાવ્ય ને નર્મકવિતા આ યુગના યુગધર્મની પ્રથમ ગુજરી સ્મૃતિઓ છે ત્હેમા વર્ણવેલા યુગધર્મથી નિરાળા કે વિશેષ યુગધર્મ આજસૂધી તો નવયુગના કો અન્ય નવસ્મૃતિકારે હજી દાખવ્યા નથી દલપત—નર્મદના એમા જ વિશાલતા ને મહાનતા, અને એમા જ સીમા અને સંકોચ

છે હુન્નરખાનની ચ્હડાઇ ને હિન્દુઓની પડતી ર્‌હે ટીઓ કાતતા કે ખાદી વણુતા ઘેર ઘેર ગવાતા નથી એ એટલુ જ દાખવે છે કે અર્વાચીન ગુર્જર સાહિત્યના યે સાહિત્યરસિક અભ્યાસીઓ મહાત્મા ગાધીજીના સઘના સઘવી તરીકે કોક જ હશે પણ જમાનાના ખરના રચાતા ને ગવાતા નવગીતોથી એ ઉણપ પૂરાય છે આ રાસસંગ્રહમા યે વર્તમાન પ્રજાપ્રવૃત્તિઓના પ્રતિબિબ પડેલા કાવ્યો નથી એમ નથી જોગીરાજ, માજીનો રાસ, નન્દનવન શો દેશ, એ સહુ શરૂઆતના એ પ્રકારના ગીતો છે

'રાજ! આવજો રે ગહન ગીત જ્યહા ગવાય
અમર આર્ય ભૂમિ મ્હાય
દિવ્ય બ્રહ્મનાદ થાય·
ભવન-ભવનમા રે સુર એહ સભળાય '

'પ્રીતે પૂજન કરીએ
ધરી વસ્ત્ર સ્વદેશી અગ પ્રીતે પૂજન કરીએ
આર્યકુલની વીરાગના સહુ આપણ એક જ અગ રે;
મૂર્તિ જગતની મન પધરાવી જીતિયે માનવજગ
પ્રીતે પૂજન કરીએ—'

'અમુલખ એવો અવસર ક્ય્હારે આવશે?
પગલે પગલે પુણ્ય વેરાશે પૂર્વમા,
નવે ખડમા નવચેતન જન પામશે
આર્ય આગણે તપશે તપ રઘુકુલના
મગલ એવો અવસર ક્ય્હારે આવશે?'

આ ચરણોમાની પવિત્ર ઉન્નત ને વિશાલ ભાવનાએ વર્તમાન રાજકીય વક્તાસન ગજવતા ઘણા નરનારે હજી સાભળવાની, શીખવાની, જીવનમા ઉતારવાની બાકી છે રે વક્તાસન ને યજ્ઞોની યજ્ઞવેદીઓમા જેટલો ફરક હોય દે તેટલો ફરક એ વ્યાખ્યાનો ને આ ચરણોમા છે

સખીરી ! શરદ પુનમની રાત
ખીલતી ભૂતળ પર ભલી ભાત

શરદપુનમના રાસના એ ઉપડતા ચરણોમા ચમત્કા નથી વિચારની ભાવની વાણીની લોકોત્તર રમણીયતા નથ ચન્દ્રના દર્શને ચન્દ્રકાન્ત ઝમે તેમ કવિનુ હૃદય શરદપુ મના દર્શને દ્રવે છે—નીતરે છે, પણ એ ફોરાના મોતી નથ અન્ધાણા ઉજળી રાત્રિની સાદાઇ ને સુઘડતા એ ચરણોમ છે. કેળવાયેલાની કવિતા—Poetry of Culture—થી રે ચરણો કોઇ રીતે ઉતરતા નથી પ્રેરણાની નૈસર્ગિક કવિત Poetry of Inspiration એ ચરણોમા નથી એમા રે નથી કે જે હોવાથી શબ્દમાલા કવિતા બની શોભે ને ઝળ હળે છે પૂર્ણિમાનો ચન્દ્ર ઉગે ને સાગર ન સળકે એ તો ન જ બને આ લાબા ગીતમા પણ આગળ જતા છલ ફાટ ને ઉછળાટ છે પણ આખુ કાવ્ય શરદ પુનમની કાવ મૂર્તિ નથી

શ્રીમદ્ ભાગવતમાની ગોકુલવૃન્દાવનની ગોપલીલા પર ગોપકાવ્યો ભણી કવિજન વિશેષે આકર્ષાય છે, અને ર કવિને પણ એ આકર્ષણ આવ્યા છે

'સીમના સરવરિયાના ઉરમા કમલો વિરમ્યા ' એવા સન્ધ્યા સમયે ' અનિમિષ આખે આગણુ વાટ જૂવે ગોવાલણી'. 'ધણુની ધડકતે ઉર વાટ જૂવે ગોવાલણી ' થોડીક વારે વાટજોતીની આખલડી ભરાઈ, ધણ આવ્યુ, અને ' આવ્યો-આવ્યો, રણજોદ્ધા શો, આગણુ રાયકો ' એ કાવ્યમાનુ ગોપચિત્ર મનોરમ ને અમર કવિતાવન્તુ છે

રાસરસિકોના રસસમ્રાટ દયારામભાઈનુ સુવિખ્યાત

વ્રજ વ્હાલુ, રે વૈકુઠ નહિ આવુ

એ ચરણ ઉપાડી લઈ કવિએ ગીત લખ્યુ છે, અને તે સાદા જેવા ગીતમા ફિલસુફી ઠીક ભરી છે

ત્ય્હા મનુષ્યા દે' કય્હાથી લ્રાવુ ?
વ્રજ વ્હાલુ, રે વૈકુઠ નહિ આવુ

જીવનના દુખો કલહો રોગો મૃત્યુની શોકશામળી આજુ ઘણી ગવાઈ ને ગવાય છે માનવજીવનનો ને માનવલીલાઓનો મહિમા, ઘરઘરમાના વ્રજ ને ઉરઉરમાના ગોકુલ, માનવી માનવીની–પ્રત્યેક નરનારની રાસપચાધ્યાયિની ચિરસ્મરણીય હોય છે એ કથા કેટલા થોડા ગાય છે? એકદેશી દૃષ્ટિ સર્વદેશી થાય, આછોતરૂ જોતી આખ ઉડુ નિહાળે, તો હૃદયના કઈ કઇ અણકથ્યા કોડની ને જીવનના કઈ કઇ સૌન્દર્ય ને ભવ્યતાની કવિતા હજી મનુષ્યજાતિને મળે મનુષ્યહૃદય છીછરાં નથી, મનુષ્યહૃદયના ઓઘે છીછરા નથી. મગરમચ્છના ને મરજીવાના આત્મવન્તા અવગાહનબલ કવિઓમા જોઇએ કે અગાધ જલની ગહનતામા ડૂબકી મારે

ને તરી ચે આવે ભવિષ્યની કવિતા વિષાદ ને નિરાશાની નથી, ઉલ્લાસ પ્રોત્સાહન પુણ્યાનન્દની છે

ભાઇ કેશવના ઉપર કહેલા ગીતો સારા છે, કેટલાક ઘણા સારા છે, પણ તે આ સગ્રહમા સર્વોત્તમ ગીતો નથી આ રાસાવલિમાના ઉત્તમોત્તમ કાવ્યો તો બીજા છે.

‘ વિધિલખ્યુ વાચી લલાટ
કહેને, જોગીડા !
ઉઘડશે હેવી પ્રભાત
ત્ય્હારે ? જોગીડા !
શમશે ભવભવના ઉચાટ
ત્ય્હારે, જોગીડા !’

‘ કાનુડે બસીને સૂર
માયા લગાડી
વ્હાલુડે બસીને સૂર
માયા લગાડી ’

‘ અતિથિ બેઠા પ્રલયનાવડે રે
ઝોલે ચ્હડ્યા નીર–નાવ, મ્હારા વ્હાલમા !
સુરતા લગાવી બ્રહ્મનામની રે
પ્રલયના પૂરને થોભાવ, મ્હારા વ્હાલમા !’

‘ નવલખ તારકગણુ તપે, અમુલખ શશીની સેવ,
દેવો ય દુનિયામા ઘણા
મ્હારે પોતે જ છો જી મહાદેવ

રે સુહાગી દેવ !
તમથી સૌભાગ્યરેખ ઉજળડી રે ’
‘ અવધો વીત્યે વ્હાલમ ! વતને વ્હેલા આવજો ! ’
‘ આખમા એવી ઝબૂકે વીજળી રે ’

‘ ચન્દ્ર જોઈ મહેરામણ શો ઉલટે રે !
ગેબી ગાઇ રહ્યો શા ગાન જો !
ઉલટે એવુ હૈયુ મ્હારૂ ઉછળે રે
ઉતર્યો મુજ મન્દિર મહેમાન જો
ગીત ઘૂટાયે ગહન શા અન્તરે રે !
ભીતર મુજ ભરતી ચ્હડે ભાવની રે ! ’

‘ અન્તરના સરવરે નિરન્તર અખેપાત્ર છલકાય,
સખીરી ! અખેપાત્ર છલકાય,
પીરસુ તેમ વધે રસ ગ્હસ, એ કૌતુક શુ કહેવાય ?
કહે, સખિ ! કૌતુક શુ કહેવાય ? ’

‘નિર્જન વનવગડે અલિ વાદળી ! જળ શા ઢોળવા અમથા ?
રણે રગદોળવા અમથા ?
એવા હૈયાસૂના સમીપ વિતક શા બોલવા અમથા ?
હ્રદય શીદ ખોલવા અમથા ? ’

‘ મધુ-મધુતર એ પૂજન રસિકને ભવ રૂડલે,
કો સુણશે એ કૂજન ભર્યા દૈવી દિલડે ? ’
‘ દીઠો ત્હારો ચમકાર, ધીરે-જરા ધીરે, વીજલડી ! ’

'એક હીરલો જડયો જમનાજીને ઘાટ
હિમે કીકી શો ઝીણો, કામણિયા વિરાટ '

આ સહુ સાચ્ચા હીરાની કણિકાઓ છે, અને કોઈ પણ રસગજવીના મુગટને શોભાવે એમને ટીકાની-પ્રથક્કરણની જરૂર નથી એમના નૂર તો સ્વયપ્રકાશ છે ન દેખે ત્હેમને દેખાડી શકાય જ નહિ

અનુકરણની વાટના વટેમાર્ગુને હમેશા પડેલા ચીલાની થોડી ઘણી એ ધૂળ ઉડે છે વણખેડયા સાગર ખેડનારને નવસમૃદ્ધિના બન્દરો લાધી યે જાય છે ભાઈ કેશવે જ્યહારે જ્યહારે એવી ન્હાનીમ્હોટી સફર ખેડી છે ત્યહારે ત્યહારે એવા વિજયભડાર લઇ વળ્યા છે

ભાઈ કેશવનુ ઉત્તમ તે ચિરસ્થાયી છે–ગુજરાત તે વિસરી નહિ જાય

આપણા નવા કવિઓ વાર કે તિથિઓ કે મહિના નથી લખતા ભાઇ કેશવે નવરાત્રિની તિથિઓ લખી છે. આપણે યે એમની એ વાછનાઓ ને કોડ સાથે આ ઉપોદ્ઘાત સમાપીશુ

સખિ ! નવરાત્રીની નોમ પૂરે મુજ પરકમ્મા
જય ગજવે સૂરજ સોમ ને મુજ જગદમ્બા.
વિજયાદશમીની વધાઈ બ્રહ્માડે ગાજે
દે દેવપતિની દુહાઈ નવખડે આજે

વાચનાર ! ત્હારી યે જીવનપરકમ્મા એમ પૂરાવ, ત્હારા યે હૃદયખડમા દેવપતિની દુહાઇ એમ ગાજી રહો !



## કેકારવની પૂરવણીની પ્રસ્તાવના



કલાપીના કેકારવના સગ્રહણકાલે સગ્રહાતા રહી ગયેલા કેટલાક કાવ્યો આ ન્હાનકડા સગ્રહમા છે ગુજરાતે કેકારવને સદ્ભાવથી વધાવી લીધો છે, અને પોતાની ચિર-જીવ કાવ્યમાલામા સ્થાપેલો છે કલાપીને વિશે વિશેષ જાણવા ગુજરાત ઉત્સુક છે, અને આ કાવ્યોની પ્રસિદ્ધિથી સાહિત્યરસિકોની એ તરશ છીપશે નહી, બલ્કે વધશે. કલાપીનો પત્રવ્યવહાર સસ્કારી, રસમય અને વિશાલ હતો. એમના અન્તરના અનેક ઉભરા એમા ઉછળતા, ને કાવ્યોમાં યે ન સમાતા એમના ઉરભાવ ત્યરા પ્રગટ થતા એ આખુ યે સાહિત્ય હજી અપ્રસિદ્ધ જ છે કલાપીના દેવ થયે પણ લગભગ પચ્ચીશી વીતવા આવી પ્રસિદ્ધ કરવા યોગ્ય જે જે હજી અપ્રસિદ્ધ હોય તે પ્રસિદ્ધ કરવામા હવે પછી યે કેટલોક વિલબ થશે ? કલાપીના જીવનપ્રસગોનો તેમ જ કાવ્યોનો અર્થનો અનર્થ કેટલીક વેળા થાય છે તે એ કદાચ એથી સુધરશે.

કલાપી જે યુગમા થયા તે સાહિત્યયુગ કીયો અને કેવો હતો ?

ઈ સ ૧૮૮૭ મા ગોવર્દ્ધનરામભાઈના સરસ્વતીચન્દ્રનો પ્રથમ ભાગ છપાયો મણિશકરનો કાવ્યસગ્રહ-પૂર્વાલાપ–તો હમણા જ, છેક ૧૯૨૩ મા પ્રસિદ્ધ થયો, પણ ત્હેમાના અને ત્હેમના સર્વોત્તમ કાવ્યો, વસન્તવિજય, ચક્રવાકમિથુન, મ્હારી કીશ્તી, ખડ શિખરિણી એ સમયે માસિકોમા પ્રગટ થયા હતા નરસિહરાવની કુસુમમાળા એ અરસામા જ છપાઇ, અને હૃદયવીણા ૧૮૯૬ મા છપાઇ. ઇ સ ૧૮૯૧ મા રમણભાઇએ જ્ઞાનસુધાનુ તત્રીપદ લીધુ, અને ૧૯૦૧ સૂધીમા તો ભદ્રભદ્રનો ને કવિતા અને સાહિત્યનો મ્હોટો ભાગ, તથા હાસ્યમન્દિરમાનો કેટલોક ભાગઃ એ જ્ઞાનસુધામા પ્રસિદ્ધ થયા રમણભાઈના તેમ જ જ્ઞાનસુધાના સાહિત્યવિકાસનો એ પરમ દશક હતો ૧૮૯૨ થી કલાપીએ પણ પોતાની કેકાવલિ ખોલી એ પૂર્વે દશકેક અગાઉ મણિલાલ નભૂભાઈ અને હરિ હર્ષદ ધ્રુવ આપણા સાહિત્યમન્દિરમા પધાર્યા હતા વીસમી સદીનો ભ્હો ફાટતામા તો એ સાહિત્યઉપાસકોની જાહોજલાલી અસ્ત પામી ગઈ નવા શતકનો દિવસ ઉગ્યા પછી યે એ સાહિત્યમડળમાથી જે તપતા રહ્યા તે, વદના ચન્દ્રમાની પેઠમ. નિસ્તેજ ને અસ્તાચળે ઢળેલા જેવા ર્‌હ્યા, અથવા તો પાછલી તિથિઓના ઉગેલા પૂર્વાકાશે હતા તે, દિવસ ચ્હડતો ગયો તેમ તેમ એ નવયુગના તેજમા વધારે ને વધારે ફિક્કા પડતા ગયા

## કેકારવની પૂર્વવાણીની પ્રસ્તાવના

ઈ સ ૧૯૦૦ ની સાલમા કલાપી દેવ થયા, ૧૯૦૧ ની સાલમા ગોવર્ધનરામભાઈએ સરસ્વતીચન્દ્રનો ચોથો ભાગ પ્રસિદ્ધ કરી એ મહાગ્રન્થની પૂર્ણાહુતિ કીધી ગુર્જર સાહિત્યના ઇતિહાસમાની ઉજ્જ્વળ એ ઓગણીસમી સદીની છેલ્લી પદરવર્ષી એ ગોવર્ધનયુગ, એ સરસ્વતીચન્દ્રના સાહિત્યસામ્રાજ્યનો સમય

એ ગોવર્ધનયુગમા નરસિહરાવના બે સારા કાવ્યસગ્રહ છપાયા, કાન્તના ઉત્તમોત્તમ કાવ્યો રચાયા, રમણભાઈના સાહિત્યજીવનનો પરમ દશક તપી ગયો, મણિલાલ નભૂભાઈ અને હરિ હર્ષદ ધ્રુવના જીવનનો એ ઉતરતો બપોર હતો, શીત્તેર વર્ષના વૃદ્ધ દલપતરામ એમનો યુગ આથમ્યે વાનપ્રસ્થ જેવા થઈને સસારકવિતામાથી ઉપરામ પામી ધર્મકવિતાનો સાપ્રદાયિક મહાગ્રન્થ ગૂથતા હતા, કલાપીનુ યે કાવ્યજીવન એ યુગમા ઉગ્યુ ને અસ્ત પામ્યુ

એ સમયના ગુર્જરપ્રિય બે ચિરજીવ ગ્રન્થો આપણને મળ્યા સરસ્વતીચન્દ્ર અને કેકારવ સરસ્વતીચન્દ્ર એટલે ગોવર્ધનભાઈના અનુભવ–અન્વેષણની મીમાસા કેકારવ એટલે કલાપીના અન્તરોદ્ગારોની ગીતાવલિ બન્ને યે જીવનમાથી જન્મ્યા હૈયામાથી ઉછળી આવ્યા એ દશકની ગુજરાતની નૈસર્ગિક પ્રતિભાના એ બે સાહિત્યસન્તાનો તે સમયે સરકારી મહાવિદ્યાલયોના ઉપલા વર્ગોમા શિખવાતી પાલગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીમાના અમૂક પદ્ધતિના કાવ્યોના સફળ અનુકરણોનો સગ્રહ એટલે કુસુમમાળા હૃદયવીણા

માના કેટલાક લાંબા કાવ્યો એટલે મણિશંકરના અનનુકરણીય વસન્તવિજયના નિષ્ફળ અનુકરણો નુપૂરઝંકાર એટલે તો કુસુમમાળાના અને હૃદયવીણાના યે પડઘા સ્મરણસંહિતા એટલે ટેનિસનના ઈનમેમોરિયમની સામાન્ય પ્રતિની પ્રતિકૃતિ જ બુદ્ધચરિત એટલે સર એડવિન આર્નોલ્ડના લાઈટ ઓફ એશિયા—બુદ્ધચરિતના સરસ ભાષાન્તરનું પગરણ ઈંગ્રેજી કવિઓમાં યે સર્વશ્રેષ્ઠ તો શેક્સપિયર અને મિલ્ટન એ ઇંગ્રેજી મહાકવિઓના મહાકાવ્યોને તો નરસિંહરાવ હજી અનુકરણની કે ભાષાન્તરની આંગળી પણ અડકાડી શક્યા નથી શેલીનું યે સર્વોત્તમ કાવ્ય તો પ્રોમીથિયસ અનબાઉન્ડ શેલીના એ ભાવપ્રવાહ કે કલ્પનાપૂર કે રસભરતી અનુવાદની યે કોઈ કૃતિમાં નરસિંહરાવ હજી તો ઝીલી શક્યા નથી સરસ્વતીચન્દ્ર અને કેકારવ એટલે એ યુગની ગુજરાતી કાવ્યપ્રતિભાના વરસતા સ્વયંભૂ મેઘ એમના જ સમકાલીન કુસુમમાળા ને હૃદયવીણા, અને એ જ કર્તાની બીજી કૃતિઓ નુપૂરઝંકાર, સ્મરણસંહિતા, ને બુદ્ધચરિત એટલે પ્રધાનભાવે અનુકરણ ગોવર્ધનભાઇ અને કલાપી એટલે ગુજરાતની એ યુગની ગગનગામિની કલ્પના, સ્વયંભૂ રસસરિતા, ચિરંજીવ કવિતા નરસિંહરાવ એટલે ઇંગ્રેજી કવિતામાંથી યે માત્ર ન્હાનન્હાના મીઠા ફૂવારાના ઝીલનાર નરસિંહરાવ એટલે એ યુગના સફળ તેમ જ નિષ્ફળ અનુવાદ નરસિંહરાવ એટલે પરનાળઝીલ્યા પાણીથી ભરેલું અમદાવાદનું એક ટાંકું, મણિશંકર એટલે, ચશ્મે શાહી

જેવુ, મીઠુ રસઝરણુ, કલાપી એટલે ઘૂઘવતો સમુદ્ર, ગોવર્ધનરામ એટલે રસસાહિત્યનો મહાસાગર

કલાપીને યે બહારથી સૂચન મળ્યા નથી એમ નથી. મણિલાલ નભૂભાઈ તેમ જ મણિશંકર ઉભય કલાપીના મિત્રો હતા, વિદ્યામા, વયમા, સાહિત્યપ્રવેશમા વડિલ હતા અને એ વડિલ મિત્રોની છાયા કલાપીના જીવનમા કે સાહિત્યજીવનમા નથી પડી એમ નથી પણ કલાપીની ગઝલો કાંઈ મણિભાઈની ગઝલોના અનુકરણો નથી. વૃદ્ધ ટેલિયો, ભરત, બિલ્વમંગળ, ચન્દ્રા જેમ મેઘનુ અનુકરણ છે એમ, વસન્તવિજયના અનુવાદ નથી, કલાપીના સંવાદો એ કાન્તના સંવાદોના પડઘા નથી, પણ ભાવનામા ને રસગામ્ભીર્યમા સવાયા છે કલાપીના હૃદયને સંસારના હથોડા વાગ્યા હતા, અને હૈયાના પાતાળઝરણ ફૂટ્યા હતા. કવિતઝરણના સ્વયંભૂ ફૂવારાની અખંડઉડતી ધારાઓ એ કલાપીનો કેકારવ સાગરમા ભરતી વહે છે તેમ, માનવશરીરમા રૂધિર વહે છે તેમ, ગોવર્ધનભાઈના ને કલાપીના આત્માઓમા કવિતા ઉછળતી હૈયાની આગ તરીકે, આત્માની આરતી તરીકે ગુજરાતે કેકારવને પિછાન્યો ને સત્કાર્યો છે, ઝીલ્યો ને વધાવ્યો છે માત્ર છવ્વીશ વર્ષની વયમા, અને તે પણ એક રાજવીએ, કેકારવ ગાયો છે એ ઇતિહાસ સ્મરણમા સાભરી આવે છે ત્હારે ત્હારે તો સાનન્દાશ્ચર્યની ભરતી જ ઉભરાઇ રહે છે

જુલાઇ ૧૯૨૩



# ગુજરાતી કવિતા અને સંગીત



કવિતા હમેશા શબ્દમાલામા ઉતરી લોકગત થાય છે, શબ્દમાલાથી પર અન્તરમા રમતી કવિતા અન્તર જ અજવાળે છે, લોકસમાજને કાજે નથી સગીત બહુધા શબ્દમાલાન સ્વરમાધુર્યને ખીલાવે છે, જો કે શબ્દહીન સુસ્સગીત પણ પ્રાણમા ચેતન ચમકાવે છે કવિતા અને સગીત ઉભય સુન્દર કલાઓના મૂળ ભિન્ન ભિન્ન હોવા છતા ત્હેમન ઝરણ આમ વાણીના એક વ્હેણમા બહુધા વહે છે, તેથી સર્વ કાલમા સર્વ પ્રજાગણમા કવિતા અને સગીતના ગીતોમા સગમ હોય છે ગગાજમનાના પાણી જેવો એ સગમ છે, સગમ આગળ પણ ઉભય સરિતા પોતાના નિરનિરાળા આત્મરગવતી જ રહે છે આપણી ભાષાનો ઉલ્લાસક્રમ ગેય કવિતામાના એ સગમનુ શુ સ્વરૂપ દર્શાવે છે તે ક્છક જોઈએ

ઈતિહાસનો મધ્યકાલનો યુગ નયન ઉઘાડે છે તે વેળા

આપણી ભાષામાં પરભૃત બોલતા, અને તે સૌરાષ્ટ્રના વનવનમાંથી બોલતા. સૌરાષ્ટ્ર રળિયામણો દેશ છે: પર્વતની, અરણ્યની, સરિતાની, સાગરની શોભાઓથી સંચિત છે. ભરતકુલના ઋષિ-પૂર્વજોએ હિમાલયની પ્રશસ્ત છાયાઓમાં રહી સપ્તસિન્ધુના વનમાંથી વેદમન્ત્રોના મહાગાન ગાયા. એ પ્રદેશ સમો સૌરાષ્ટ્ર પ્રેરણાભર્યો છે. વિશેષમાં નીલ સાગર તરંગપરંપરાથી લીલી ભૂમિની કિનારી બાંધે છે. ઈતિહાસે પણ સૃષ્ટિશોભામાં માનવ જીવનના અદ્ભુત અને કરુણ ભાવ સ્ફુરી પુરાણપ્રસિદ્ધ યદુવંશની ભૂમિનું ગૌરવ સવિશેષ કવિતામય કીધું છે. એ શ્રીકૃષ્ણ અને રાણકદેવડીના પ્રાન્તમાં આપણી ભાષાના પ્હેલવ્હેલા પરભૃત બોલ્યા.

ઘણી ભાષાઓમાં પ્હેલવ્હેલું ભક્તોએ ગાયું છે. સૌન્દર્ય અને ભવ્યતા માનવીના લોચનમાં અંજાય, એટલે આશ્ચર્યાનન્દે આન્દોલતી એ કાકીઓ સુન્દરતા અને ભવ્યતાની પાછળ વસેલા પ્રકાશના પરમ તત્ત્વના દર્શન કરે-કરાવે છે. પ્હેલા ગીત, વેદોચ્ચાર સમા, પરમ સ્વામીના મહિમાના, અદ્ભુતકીર્તનના હોય છે. સૌરાષ્ટ્રના પરભૃતોએ પહેલા કવન ભક્તિના કવ્યા ત્હેનું વિશેષ કારણ પણ છે. મહાભારતના ઉપનાયક, ભગવદ્ગીતાના બોધક, પ્રેમભક્તિસંપ્રદાયના સંસ્થાપક અને અવલંબન કૃષ્ણચન્દ્રની ઉત્તર લીલા એ પ્રાન્તમાં વિલસી હતી. વળી સુદામાજી જેવા ત્હેમના ભક્ત અને સખાની દન્તકથાઓ એ પ્રાન્તમાં પ્રસરી રહેલી છે. સૃષ્ટિસૌન્દર્ય ઈતિહાસ પુરાણ દન્તકથાઓથી શણગારાયેલા

સૌરાષ્ટ્ર ગુજરાતના મ્હેલા પરભૃત બોલે એ સ્વાભાવિક હતું. એ પરભૃતો અન્તરમા ઉભરાતા ઉભરાતા પદ ભક્તિરસના રચે એ પણ સ્વાભાવિક હતુ મહારાણી મીરાના સુકુમાર લાલિત્યપાટે અને નરસિંહ મહેતાના વિશાલ ઉગ્ભાવ ઉપર આપણી કવિતાદેવીનો રત્નપ્રસાદ ઉભેલો છે કોણ કહેશે કે સુન્દરી અને પુરુષપ્રાણના એ પાયા નિર્બળ છે ?

કવિતાના ઝરણ ક્યહા ફૂટશે ? ક્યહારે ફૂટશે ? એ અનુત્તર પ્રશ્નો છે ઝરણ ફૂટતા જ વાર લાગે છે એક વાર ફૂટેલા ઝરણ પછી વહ્યા જ કરે છે, ક્વચિત જ સૂકાઈ અટકે છે સુન્દરીહૈયાના અને પુરુષહૈયાના બે ઝરણ ફૂટી ગુજરાતી કાવ્યસરિતા વ્હેવા લાગી પછી ત્હેની રમણીય રેલે અસ્ખલિત વહ્યા જ કર્યુ છે ભાલણ ભીમ, રત્નો, અખો, સામળ, પ્રેમાનન્દ અને ત્હેનો સુવિશાળ પરિવાર, દયારામભાઈ અને વૈષ્ણવસ્વામીનારાયણ સપ્રદાયના ભકતો, એવા અનેક કાવ્યઋષિવરોએ એ સરિતાને તીરે આશ્રમ સ્થાપ્યા એના નીરથી હઇયા પોષ્યા અને પાછા એ નીરમા નયનપ્રાણના નીર ઠાલવ્યા છે એમ એ સરિતા આજ સુધી વહી છે અને વહ્યા કરશે એ આપણી કાવ્યગગામા સગીત-યમુનાના જલ કેવા રગના વહી આવ્યા છે ?

આપણા પ્રાચીન કવિસઘની પદ્ધતિ દેશવત્સલી હતી. ગુર્જરસાહિત્યને મનમાનતા શણગાર ન સજાવાય ત્યહાં સૂધી પાઘડી ન પ્હેરવાની કવિ પ્રેમાનન્દની પ્રતિજ્ઞા સુવિખ્યાત

છે પ્રેમાનન્દના શિષ્યમડળના શ્રમ અને ઉત્સાહ પણ આપણી સાહિત્યકથાનુ સોનેરી પાનુ છે સસ્કૃત ભાષામા તે વેળા સકલ જ્ઞાન સમાયેલુ ગણાતુ, ધર્મભડારના જવાહીર સચેલા હતા, વિદ્વત્તાનુ ભૂષણ એ ભાષા હતી કવિતા, ફિલસુફી, વ્યવહારના સાધન પણ ત્ય્હા જડતા તે ભાષા આપણા પુરાણ સાક્ષરો ભણતા, આદરથી અવલોકતા. તે ભાષામાથી આપણો પ્રાચીન કવિવૃન્દ બહુધા કવિતાના વિષય લેતા આજ જેમ રાજભાષા ઇગ્લિશમાથી ભાષાન્તર અને અનુકરણ આદરથી થાય છે, તેમ તે વેળા ધર્મભાષા સસ્કૃતમાથી ભાષાન્તર અને અનુકરણ થતા ભક્તિમાન ગુજરાતી પ્રજાની ધર્મભાવનાને તેથી આશ્વાસન મળતુ અને એમ ધર્મધેનુના દૂધ દોહી દોહી આપણી કવિતા ધર્મવત્સોને પાતી હતી છતા ગુજરાતી ભાવને તે કવિવરો સસ્કૃતમય ન્હોતા બનાવતા, પણ સસ્કૃત ભાવને ગુજરાતીમય બનાવતા હતા સસ્કૃતમાથી શોધેલા સારસારને ગુજરાતી પોશાક પહેરાવી આપણો કવિગણ ત્હેને આપણે ઓળખીએ એવો રચી આપણે આગણે સ્થાપતા વેદપુરાણની ભાષામાથી દત્તક લેવાતી કથાઓના સસ્કૃત છન્દવૃત્તના શણગાર ઉતારી લઇ ગુજરાતી રાગમા ત્હેમને સજી આપણા કવિવશના પૂર્વજો પૌરાણિક કથાઓની ગુજરાતી કથનીઓ રચતા દેશી, મારૂ, ઢાળ, વળણ, રામેરી, રામગ્રી જેવા ગુર્જર ભૂમિના જ વૃત્તસન્તાનોનો આજના કાલમા જેટલો અનાદર છે, તેટલાજ તે કાળમા આદરસન્માન હતા

આપણી કવિતાના કોષ તપાસતા સહેજ જણાશે કે ગુજરાતી કવિતાનો સંસ્કૃત છન્દો સાથેનો સમ્બન્ધ-આટલો પરિચય-વર્તમાન યુગનુ જ ચિહ્ન છે

આપણી પ્રાચીન કવિતાનુ બીજુ અંગ એ છે કે બહુધા કાવ્યો સંગીતવાહી હતા ભક્તપરભૃતોએ ગીત ગાવા અને કવિતસંગીતનો સંગમ યોજ્યો, એ સંગમનો ત્હેમના અનુયાયીઓએ ઉર પાથરી સત્કાર કર્યો નરસિંહ-મીરાના સંગીતારૂઢ પદ કાલના પાચસે વર્ષો ઓળંગી આવી આપણા ઘરમા રમે છે દયારામભાઇ અને સ્વામીનારાયણના અષ્ટ કવિઓની મધુરમધુરી ગરબીઓ સુણતા એમ પણ થાય કે સંગીતકલા ભક્તિની પરમ ભાવનાના ઉલ્લાસને અર્થે કદાચ સરજાઇ હશે ભીમ ભાલણ ગિરધર રત્નાએ વાપરેલા દેશી તળપદ રાગો પણ સંગીતવાહી છે ભોજો ભક્ત, ધીરો ભક્ત, લાલો ભક્ત અને અન્ય ભક્તજનના ભજન અને ઉપદેશ પણ સબળ સંગીતમય ગાગવતા જ છે અખાના ખડ્ગધાવ પણ કંઇક સોનારૂપામાથી ગાજેલનુ સંગીત ગજાવે છે પ્રેમાનન્દના વિશાળ કાવ્યપ્રદેશમા કેટલેક સ્થળે સંસ્કૃત વૃત્તના પ્રયોગ નજરે પડે છે, છતા નળાખ્યાન, ઓખાહરણ, ભાગવત દશમ સ્કન્ધ, સુદામાચરિત્ર, અને ઓખાહરણની ત્હેમની યશસ્વી કાવ્યપ્રતિમા તો આપણા દેશી રાગો જ હલકે છે પ્રાચીન કવિઓમા દેશજ સંગીતપ્રિયતા અને ગુજરાતનુ દેશવાત્સલ્ય આમ અણઅટક્યા ઉતરતા આવ્યા છે એક વેગણપુરના સામળભટે દિશા

નવીન ઉઘાડી, અને ચન્દ તુલસી સુરદાસના છન્દપ્રબન્ધ આપણા પ્રાન્તે આણ્યા

સંગીતવાહી અને દેશજ છતા પ્રાચીન કવિતામા પ્રસંગાનુસાર રાગોની નાનાપ્રકારની રચિરતા ભરપૂર છે, એક જ તાનની પુનરુક્તિનો દોષ એમા નથી રાગની વિધવિધતામા જે મનોરમતા છે તે આપણી પ્રાચીન કવિતામા વિદ્યમાન છે મીરાંની સુન્દરીહૃદયની માધુરી અનેક રાગરાગણીઓની લહરીઓમા લહરે છે ને નરસિંહની તેજવન્તી પ્રભુભક્તિ પ્રભાતિયામા ઉછળે છે ભોજો, ધીરો અને અખો એ ગુજરાતની ઉપદેશત્રિમૂર્તિ છે, છતા ત્હેમના ઉપદેશોના સંગીત એક જ ઢાળના નથી ભોજા ભગત પોતાનો ઉપદેશ ચાબખા મારીને પણ પાય છે, ધીરાના ગંભીર પદ જગતથી પર કંઇ શોકમિશ્ર ગીતથી આત્માને જગાડે છે, હથોડાના ઘા સમાન કઠોર સંગીતવન્તા અખાના વજ્રવેણ ગુર્જર પ્રજાના પ્રાણમા સત્યના મણિ ચિરસ્થાયી જડે છે બહુદેશી પ્રેમાનન્દની અને ભાલણ જેવા બીજા કથાકારોની કથાઓમા વર્ણનવાહી ભાવવાહી અનેક લાખેણા ગુજરાતી રાગ, શ્રાવણ–ભાદરવાની નદીઓ પેઠે, ભરપૂર રેલે છે દયારામભાઈની 'પ્રેમઅંશ'ની છોળો સુન્દરતાની વિધવિધ લહરીઓ સમી ગરબીઓમા છલકે છે સ્વામીનારાયણના સ્થાપક પરપ્રાન્તના હતા, પણ તે પન્થના ભક્તકવિઓ ગુજરાતના હતા ત્હેમની નવસંજીવિની ભક્તિ અનેક સુકોમલ મધુર શોકમય કે વૈરાગ્યઘેરા કીર્તન ગુંજતી જાગી હતી, તે પણ સકલ દેશી રા-

ગોમાં જ. પુરાણ ગુર્જર કવિઓ ભાવની શરીરમૂર્તિ બહુધા ગુજરરાષ્ટ્રે જ શોધતા અને પામતા વાર્તાનો ભંડાર વિક્રમના કીર્તિગાન ગાનાર સામળ એક અપવાદ હતો આપણા પ્રાચીન કવિઓને ત્હેમને અનુકૂળ છન્દ આપણા તળપદ રાગોમાથી મળતા, સસ્કૃત અને ફારસી વૃત્તોના ભંડાર ઉઘડ્યા પહેલા પણ આપણા કવિપૂર્વજોને પોતાના સઉ રસના યોગ્ય સ્વરૂપ આપણા દેશમાથી જડતા એ વાત નવા કવિઓના મનનશ્રમને પાત્ર નથી ?

આપણા પુરાણ કવિઓની કવિતામા એક બીજી હકીકત પણ સહજે દેખાય છે ગયા પાચસો વર્ષનુ આપણુ સાહિત્ય સસાર કે રાજ્યના પગીવર્તનોના છાયાસચારથી નિર્લેપ જેવુ જ છે પુરાણ સમય શાન્ત હતો કે આશપાસનુ કે અન્દરનુ જગત પ્રવૃત્તિનિવૃત્ત હતુ એમ કાઇ નથી ઇતિહાસ દાખવે છે કે રાજ્યસસારના મહાપ્રસગ આજે આવે છે તેમ તે પાચસો વર્ષમા પણ આવતા પારસીઓ આપણે આગણે આવી વસ્યા, માધવે મુસલમાનોને ગુજરાત અપાવ્યુ, મુગલરાજકુલશિરોમણિ અકબર પાદશાહે ગુજરાતને પોતાના ચક્રવર્તી રાજ્યમા ગૂથ્યુ, વલદા આવ્યા, ફીરગી વસ્યા, ઇંગ્રેજો જીત્યા, કઈ કઈ હિન્દુમુસલમાનન યુદ્ધ થયા, મુસલમાનયૂરોપીના સગ્રામ જામ્યા, યૂરોપીઓ આહોમાહે રણજગ ખેલ્યા, પણ એમાના કોઇ પણ મહાભારતે આપણી કવિતાના કાઈ નવલ બળ પ્રેર્યુ નથી તે સમયની ઉથલપાથલો પ્રજાજીવનના ઉરભાવ દાખવતા સાહિ-

ત્યના સ્વરૂપ ઉપર કંઈ ચિહ્નરેખા મૂકી ગઇ નથી દક્ષિણીઓના સહવાસથી દક્ષિણી ભાષામા અને દક્ષિણી છન્દોમા થોડીક નજીવી કવિતા આપણા કવિઓએ રચી છે આપણા પુરાણ કવિરાજોની પાંખ રાજ્યના મહાપ્રસંગોથી પર ઉડતી આપણા ન્હાનકડા ગુર્જરસરવરમા સમીર વમળ પાડે કે તરંગ ઉછળે–ઢળે, પણ કવિઓના કમલો તો જલનિર્લેપ જ પ્રફુલ્લતા પણ ધર્મની પુનરાવૃત્તિઓ પરત્વે કવિસમાજનુ એવુ દુર્લક્ષ ન હતુ રાજ્યપ્રવૃત્તિઓ તરફ ઘેનભરી નિહાળતી ગુર્જર કવિઓની આખોનુ આન્તર લોચન ધર્મપ્રવૃત્તિઓ પરમ ચેતનાથી નીરખતુ હતુ એમ વૈષ્ણવ અને સ્વામીનારાયણના સંપ્રદાયોની કથા તેમ જ તેમની પ્રજાજીવન અને તદ્દ્વારા ગુર્જર સાહિત્ય ઉપર થયેલી અસરો દર્શાવે છે

આ પુરાણ યુગથી વર્તમાન યુગ કેટલો ભિન્ન છે તે જરા જોઇએ

ઇ સ ૧૯૫૨ મા દયારામભાઇ દેવલોક પામ્યા તે સાલથી આપણા સાહિત્યનો પ્રાચીન યુગ સમાપ્ત છે ઇ સ ૧૮૪૮ મા ફારબસ સાહેબનો અને કવિ દલપતરામનો અમદાવાદમા ચાંદાસૂરજના મહેલમા મેળાપ થયો એ યોગથી અર્વાચીન યુગ બેસે છે અમ ઇ સ ૧૮૫૨ અને ૧૮૪૮ એ બે સાલ ગુર્જરસાહિત્યના ઇતિહાસમા બે મહાન સીમાસ્તભો છે

તે યોગ સૂધી સંસ્કૃત કથાઓને ગુજરાતી શણગાર સજાવી ઘરને ઓરડે પેપાર્તા તે યોગ પછી દેશપરદેશના અવનવા વાયુ ગુજરાત ઉપર વાવા લાગ્યા અને હિન્દની સાગરની ઝાલર ઓળગીને પારથી તેમ જ હિન્દના હૈયાની ગુફાઓ ઉઘડીને ત્હેમાથી કઇ જ્વલન્ત ઝળહળતા તેજ વિસ્તરવા લાગ્યા વર્તમાન યુગના પ્હેરોડમા લોકહિતેષી વિચારશીલ એક ગુર્જર કવિની અને ઉદારભાવ વિશાલ હૈયાના એક ઇંગ્રેજ અમલદારની કલાઓ મળી ઇંગ્રેજી ભાવવિચારના ગુજરાતી કવિતામા આવાહનની એ દશ્ય સજ્ઞા હતી ગુજરાતી કવિતા એ પછી ઇંગ્રેજી સંસ્કૃત અને ફારસી આકાશોમા અવનવા ઝોકથી ઉડવા લાગી પ્રજાના ઊંડામા ઊંડા ભાવ ત્હેના સાહિત્યમા અને સવિશેષે ત્હેની કવિતામા પ્રગટે છે, અને સાહિત્યની આત્મરેખા પાછી ત્હેની શરીરશોભામા—છન્દપ્રબન્ધમા પ્રફુલ્લે છે દલપતકાવ્ય છન્દોનુ પ્રદર્શન છે ઈ સ ૧૮૪૮ અને ત્હેના નજીકના સમયમા ગુજરાતી સાહિત્યને કીયા કીયા પરિમલ સુવાસિત કરતા અને પછી કીયા પરિમલોએ મન્દ પડી જઇ અન્યને માટે પ્રદેશ ખુલ્લો મૂકયો એ જાણવાને માટે દલપતકાવ્યમાનો છન્દસમુદાય સારૂ સાધન છે

પ્રાચીન ગુજરાતી કવિતા ઘણે અંશે ‘ વૈરાગ્ય પામી હરિને ’ વખાણતી ધર્મ એ જ સાહિત્યનો વિષય, એ પુરાણુ વિચાર આથમી નવયુગમા ધર્મ અને સાહિત્યના પ્રદેશભાગ નિરાળા પડવા લાગ્યા કવિતાની સીમા બહાર

ધર્મને થ ભાવનાર સામળના દોહરા ચોપાઇ છપ્પયની ચિહ્ન-માલા દલપતકાવ્યમાના હુન્નરખાનની ચ્હડાઇ સપલક્ષ્મીસ-વાદ રાજવિદ્યાભ્યાસમા છે દયાગમભાઇની તેમ જ સ્વામી-નારાયણના સાધુઓની ગરબીઓના ઝણકાર તે વેળા તાજા જ હતા દલપતકાવ્યમા ત્હેના પણ રણકાર છે કાવ્યદોહનના રચનારના સમયમા જૂના ગુજરાતી સાહિત્યનો શોધનશોખ ઉગતો હતો 'સુધારાના પુરાણ' વેનચરિત્ર જેવડા લાબા કાવ્યમા પ્રેમાનન્દની છન્દછાયા સુદૃશ્ય છે છતા દલપતકાવ્યના છન્દસમુદાયનુ ખાસ લક્ષણ તે આમાનુ કોઇ નથી સામળ દયારામ કે પ્રેમાનન્દ, નરસિંહ મીરા કે અખો કોઇ પ્રાચીન કવિમા નથી એવુ દલપતકાવ્યના છન્દસ્વરૂપમા એક નવલ અ ગ છે નવયુગના પ્રભાત સાથે ધર્મની ધ્વજછાયાઓ નીચેથી મન્દિરના દરવાજા બહાર સસ્કૃત ભાષા નીકળવા લાગી હતી સસ્કૃત ભાષાની સાથે સંસ્કૃત વૃત્તોની પણ ધર્મનવેણ ઓછી થતી હતી પુરાણ કવિઓના છન્દસગ્રહ સાથે સરખાવતા દલપતકાવ્યનુ વિશેષ છન્દલક્ષણ તો સસ્કૃત વૃત્તોનો વિસ્તીર્ણ ઉપયોગ એ જ છે ગુજરાતી છન્દસામગ્રીના એ નવવિકાસના અ કુર શાથી ફૂટયા તે આગળ આપણે ગુજરાતી ભાષામા છન્દના ઉલ્લાસના ઇતિહાસક્રમનો નિયમ તારવતા અવલોકીશુ ગુજરાતીમા સસ્કૃત વૃત્તોનો આદર 'ક દ ડા.' એ કરાવ્યો એ ગુર્જર છન્દવિકાસમા વિશાળ—વિરાટરૂપનુ પગલુ છે એ આપણે ત્ય્હારે જોઇશુ

ગુજરાતી કવિતા અને સંસ્કૃત વૃત્તોનો થયેલો એ પરિચય પછી તૂટયો નથી અને અખંડિત ચાલુ રહ્યો છે એ નર્મકવિતા અને એ પછીના લેખકોના લેખો ઉપરથી સહજ જણાય એમ છે આ અવિચ્છિન્ન સમાગમનુ મુખ્ય કારણ તો યુનિવ્હર્સિટિદ્વારા સસ્કૃત ભાષાનો વધતો જતો અભ્યાસ અને તે સાહિત્યની ગુજરાતી ઉપર થતી વિશાળ અને આદરણીય અસર છે

ગુજરાતના સાહિત્યખંડે સસ્કૃતવૃત્તોના નવવિસ્તાર છતા પણ ગુર્જર કવિઓની સંગિતપ્રિયતા ઘટી નહોતી. પ્રાચીન કવિઓ સમા વર્તમાન યુગના આદિ કવિઓ પણ સગીતનો સત્કાર કરતા દલપતકાવ્યમા એટલી ગરબીઓ છે અને ક દ ડા. ને ગરબીઓ એટલી વ્હાલી હતી કે ત્હેમને 'ગરબીભટ'નુ હાસ્યોપનામ પણ અપાયુ હતું નર્મ-કવિતામાની ઉછળતી ઉત્સાહી સુભટસજીવિની લાવણીઓના તાન ગુજરાતીઓના કાનમા હજી ગુંજે છે અને ગુંજ્યા કરશે સગીત આનન્દદાતા છે કવિઓ જ્‌હારે સગીતમા પ્રાણ ફૂંકે છે ત્‌હારે તે ચીરજીવ આનન્દદાતા બને છે

વર્તમાન યુગના આદિ ગ્રહયુગલનુ તેજ ત્રીશેક વર્ષ સૂધી આપણા સાહિત્યદેશે તપ્યુ ઇ સ ૧૮૭૯ મા દલ-પતકાવ્યથી ગુજરાતને વધાવી ક. દ ડા વાનપ્રસ્થ થયા: સુભટ્‌મણિ નર્મદના પણ ભરતીના ગર્જન તે કાળે શમતા હતા, અને, વિરમતા સગ્રામ ઉપરની વીરહાક સમા, ઓટના ઘોષ થવા લાગ્યા હતા તે જ અરસામા યુનિવ્હર્સિટિના

પ્હેલવ્હેલા ગુર્જર સન્તાન, નવનમસ્કારવતા, જ્ઞાનસજ્જ, રંગરંગમાં યૌવન ઉભરતા, સાહિત્યના પ્રાસાદમાં પ્રવેશ્યા, અને અવનવા મન્ત્રો વડે, અવનવા પુષ્પોવડે, કવિતાદેવીની પૂજા ત્હેમણે આરમ્ભી સંસ્કૃત ફારસી અને ઇંગ્રેજી, અને ઇંગ્રેજીદ્વારા જર્મન ફ્રેન્ચ અમેરિકન અને રશીઅન સાહિત્યોના મકરન્દ પ્રાશેલા તે રસિક મધુકરોનો રસ અનેરો જ હતો આપણો પ્રાચીન કવિસમાજ સંગીતવાહી હતો, અર્વાચીન આદિ કવિદ્વન્દ પણ સંગીતને સત્કારતુ છતા આ નવરસિકોનો સંગીતનો શોખ તો ઓર હતો એશિયા-યૂરોપની પ્રજાઓના કંઈ શતકોપુરાણુ ભાવસંચયને ધાવી ધાવી ઉછરતી નવયૌવના આપણી કવિતાને દેશી ઢાળ ગરબીઓ, સંસ્કૃતના વૃત્ત, સંગીતશાસ્ત્રના રાગરાગણીઓ અને લાવણીઓ એ બધાની રીતિ મન્દ અપૂર્ણ કે સીમાબન્ધ-વાળી લાગી દિશદિશમાં અવનવા છન્દ યોજાવા લાગ્યા અણસુણી અણકલ્પી નવલી રચનાઓ, નવનવા ફૂલફૂલ સમી, ફૂટી નીકળવા લાગી નવલરામભાઇએ મેઘદૂતનું ભાષાન્તર કરવા મેઘછન્દ યોજ્યો મણિલાલે ઉત્તરરામચરિતના ભાષાન્તરમાં વિલોલ સંગીતવતી કરુણભાવ લાવણી અને વિષમ હરિગિત યોજ્યા, અને બાલાશંકરની સાથે ફારસી ગઝલો ગુજરાતીમાં ઉતારી, ડો હરિ હર્ષદ ધ્રુવે મધુભૃતા જેવા અનેક વૃત્ત ઘડયા અને કંઇ ઇંગ્રેજી રાહ પણ ગુજરાતીમાં ઉતારવા યત્ન આદર્યા ગીતગોવિન્દનુ ભાષાન્તર કરતા રા કેશવ હર્ષદ ધ્રુવે મૂળના સુમધુર શૃંગારી

છન્દ ગુજરાતીમ આણ્યા ર નરસિંહરાવે ઉપજાતિ વસન્ત-તિલકા સમાન બે વૃત્તને એક કડીમા મેળવવા માડ્યા, રા મણિશકર અજનીગીત દક્ષિણીઓમાથી લાવ્યા અને શિખરિણી કે મન્દાક્રાન્તા અડધા કે બેવડા કરી શકાય એ યે શીખવ્યુ દેશી મારૂ ઢાળ પુરાણજીર્ણ ગણી નવરસિકોએ અવગણ્યા હશે, પિંગળ ઋષિના છન્દોનુ સુઘડ સ્વચ્છ નિયત સગીત શબ્દરચનાથી અતિ વ્યવસ્થાનિયન્ત્રિત લાગ્યુ હશે, પરિણામે ફૂટતી પાખોના તરુવરની ડાળીઓમા ઉડવાના આવા અવનવા પ્રયોગો અનેક થવા લાગ્યા

શરીરલાવણ્યના હાવભાવ—નૃત્ય પણ સગીતનો ભાગ છે અર્થવિહોણી સુરમાલાઓના આરોહઅવરોહ—વાદ્યતન્ત્ર પણ સગીતના ભાગ છે અર્થવતુ શબ્દશરીરવાળુ ગાન એ અર્થમા 'સગીત' શબ્દ આ લેખમા બહુધા વપરાયો છે ગીતના ગાન ઉપરાન્ત સુરમાલાઓના આરોહઅવરોહ પણ આપણા કવિઓથી અજાણ્યા રહ્યા નથી વર્ણસગાઈના જુદાજુદા ભેદ સ્વરવ્યજનના સગીતભેદના જ સૂચક છે પ્રાસથી કાનને જે રમ્યતા, ભાવની એકતા—અખડિતતા લાગે છે તે વર્ણસગાઇમા અનેક ગણી ઘાડી થાય છે એ સ્વનગીતનો ભેદ પ્રાચીન કવિઓથી અજાણ્યો ન હતો, પણ દલપતકાવ્યમા એવી સગીતપ્રિયતા સવિશેષ દેખાય છે થોડાક વર્ષો ઉપર કે દ ડા અને દલપતકાવ્યની અવગણનાનો કાલ હતો તે સમયે ભેળી વર્ણસગાઇ પણ અનાદર પામી હતી તે વિચારલહરી શમી છે અને નવીન

ટીકાકારો ન જોઈ શકયા તે વર્ણસગાઈનું સ્વરસંગીત સદ્ભાગ્યે નવીન લેખકોએ સાચવ્યું છે દાખલા અનેક છે, થોડા જોઈએ

ગિરિથી ઝમઝમ ઝરણા વહી જાય,
આન ત્ય્હાં કુંજકુંજમાં થાય.

( ઉત્તરરામચરિતનું ભાષાન્તર )

આસુડા મ્હારા લ્હુવે એ મૂર્ત્તિ કહો કોણ છે ?

( પ્રેમજીવન )

પડઘમચી ! પડઘમચી ! પડઘમ ત્હારી કકડાવ !

( કુંજવિહાર )

ગમ્ભીર ઘર્ઘર રવે સરિતા કુદે છે.

( હૃદયવીણા )

સરી ઝર્ઝર નાદ સમીર કરે,
તરીને તટમા લહરી પ્રસરે,
ધરી ઉજ્વલ તેજ, ધીરી મધુરી,
નીતરી રવમાલ કઇ અધુરી

( સ્નેહનું સ્વપ્ન )

કંસારી—તમરાઓના અવાજો આવતા હતા

( વસન્તવિજય )

ડૉ. ધ્રુવનું કૌમુદીમાધવ અને ત્હેના ભાડુઓ, બાલાશંકરની હરિપ્રેમપંચદશીમાની કેટલીક ગઝલો, ગીતગોવિન્દ—મૂળ તેમ જ ભાષાન્તર સૌ સુરમાલાના સ્વરસંગીતના

માધુર્ય અને સુરસતા સુગમ કરે છે થોડે થોડે અન્તરે એના એ રવ કાન ઉપર પડવાથી ત્હેમની રુચિર મજુલતા અખડિત રહી પ્રલબાય છે એ સત્યમા એવા સગીતની સફલતા છે

પણ વર્ણસગાઇના સગીતથી વધારે સૂક્ષ્મ, વધારે સુકોમલ, વધારે દૂર રહી છૂપાઇને અર્થસૂચક, વધારે ઊર્ધ્વ-ગામી સગીત આપણા એક વર્તમાન લેખકના કાવ્યોમા છે

અહા ! શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે આશા.

આ ચરણમાની અને એ ચરણથી શરૂ થતા કાવ્ય-માની લાબી સ્થિરઘોષણા સ્વરમાલાના સંગીતની ઝરમર કઈ અનેક માધુર્ય આત્મા ઉપર વર્ષે છે. ભાવિની ગુફામાં પ્રતીતિરૂપ ભાસતું તેજ વર્તમાનમા આશાદર્શન દે છે, ભ-વિષ્ય ઓળગી વર્તમાનઆકાશમા દૂર દૂરથી ઉતરવું એ એ ચરણમાના સુલભ સ્વરસગીતનુ અર્થસૂચન છે એવુ એક બીજુ ગીત જોઇએ એટલે તે સગીતનો સૂક્ષ્મ ભેદ સ્હમજાશે

સખે ! તે દૂર માનસના મ્હને સ્વપ્ન આવે.

આઘા અદશ્ય દેશ અને ત્હાંથી આવતા સ્વપ્નાંની લાબી સફર આ કાવ્યની લાબી સુરમાલામા લ્હેકતા ઉતરે છે સ્વપ્નામાં આખ કેટલે જોઇ શકે છે, માનસદેશ કેટલા ઊંડા અતલસ્પર્શી છે, સખાને કથની કથતાં કીયો અન્ત-રતમ આત્મા બોલે છે એ સૌનુ અસ્ફુટ ભાન એ ચરણની

સુવિશાળ સગીતલહરીમાથી સહજ જ આવે છે કાન્તનાં કાવ્યોમા આવા દાખલા વિરલ નથી એમના ઘણા ખરાં અજનીગીતોમા ભાવ અને વર્ણનની વિશાલતાની છાયા એમની પ્રલબ સગીતધારામા વ્હેતી ઉઘાડી જ દેખાય છે.

આકાશે એની એ તારા,
એની એ જ્યોત્સ્નાની ધારા,
તરુણ નિશા એની એ,
કય્હા છે દારા એની એ ?

એ તો ત્હારે નહીં જોવાની,
આખડલી એ નહીં લ્હોવાની,
અન્ત સૂધી રોવાની
ત્હારે દારા એની એ.

સાગરના મહાન મોજા સમાન ઉછળતા, સરતા અને શમતા શકરાભરણની નીચલી કડી સ્વરસગીતના રસિક અભ્યાસીને કઈ કઇ અજવાળા બતાવશે

જલધિજલદલ ઉપર દામિની દમકતી,
યામિની વ્યોમસર માહિ સરતી,
કામિનીકોકિલા કેલિકૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી
તરલ તરણી સમી સરલ તરતી,
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી.

કે દ ડા અને ત્હેમને પ્રિય પ્રાસાનુપ્રાસ ઝડઝમક વિ. સગીતભેદને અવગણુતા તરગનો ઓટ થઈ વર્તમાન સરસ ગુર્જર કવિતામા સગીતના વ્હેણુ કેવા અને કઇ દિશામા વહે છે એ આ કાવ્યો સ્પષ્ટ કરે છે

પણુ કાન્તના સગીતખિલાવની પૂર્ણ અવધ્ય હજી આપણે જોઈ નથી. જ્યહા વર્ણસગાઇની મજુલ વ્યજનમાલા અને વિસ્તારવતી પ્રલબ સ્વરમાલા ઉભયના સગીત સક્રાન્ત થઈ, ભાવ ભેળા સરી, સ્વરધ્વનિ સાધે છે ત્ય્હા ચન્દ્રીશુક્રીના ગૂથાતા તેજ સમી કવિતાસગીતની મનોહરતા કઈક અલૌકિક ઓજસ્વી રચાય છે

આબાડાળે કોયલ બોલે,
મ્હહ્લારો મોરલિયા ખોલે,
વ્હાલાઓ પોઢયા હિન્ડોલે—
જાવુ ત્ય્હા હાવા

મોરલાના ટહૌકાર સરિખડી પ્રલબ સ્વરમાળ અને 'લ' સમા મજુલ સુકોમલ કોયલના બોલ જેવા વ્યજનની પુનરુક્તિઓ એ સગીતના સ્રોત સગમ પામી વિલોલ ધ્વનિ જગાવી કાવ્યને કોયલના એક આર્દ્ર ટ્હૌકા જેવુ રચે છે કવિતાના આન્તર ભાવનુ રહસ્ય ઉઘાડવામા અને કવિના અવાચ્ય ભાવના સ્ફોટન અને સૂચનને અર્થે સ્વસગીતની સચોટ સાર્થકતા કેટલી છે તે ઉપલ્યુ કાવ્ય પ્રગટ કરે છે

રગમા કવિતાનુ રૂધિર છે, હૈયામા પરમ સુકુમાર ભાવનાઓ છે, કલમમા સુન્દરતાની કલા છે છતા કાન્તે કવિતા ગાવી લગભગ મૂકી દીધી છે એ જાણી કોણ દિલગીર નહીં થાય ? એટલુ જ વાછશુ કે જે મહાકર્તવ્યને અર્થે કવિતા એમણે કોરે મૂકી છે એ રાજપ્રવૃત્તિમા એમને જય મળે અને આપણને એ જયનો પ્રકાશ મળે

પુરાણ સમયમા નરસિહ–મીરાએ ગુજરાતી કવિતાનો સગીત સાથે સબન્ધ બાધ્યો તે વર્તમાન સમયમા કાન્તના કાવ્યો સૂધી વિદ્યમાન રહેલો છે એટલો પ્રાચીન સુન્દર યોગ ભવિષ્યમા સદન્તરનો ખડિત થાય એવી બીક માત્ર ભ્રમણા જ છે.

એ સગીતસબન્ધથી આપણી કવિતા કેટલુ અન્તર ખોલી શકે છે એ કાન્તના કાવ્યોમા આપણે જોયુ છતાં સગીત એ કવિતા નથી અને કવિતાએ જેટલે અશે અન્ય પરિમલને પોતામા શમાવ્યા છે તેટલે અશે પોતાના પરિમલની ભભક પરવશ કીધી છે એ નિસશય છે ગરબીઓ, ગઝલો, અજની ગીત સઉ સુકુમાર રાગ છે, ન્હાની ન્હાની સુકુમાર ભાવનાઓના રૂપ એ રચી શકે તેથી જ સગીત-કવિતાના પરમયોગશાસ્ત્રી કાન્તના કાવ્યો ઘણા જ ન્હાનકડાં છે અતિ મજુલ રવ ઝીણા ઝીણા ઝરણાના હોય, સ્ત્રીના હોય કે બાલકના હોય મીઠડી દૈવવાણીમા પણ સુદૃઢ સુઘટ્ટ આજ્ઞાનો સભાર હોય છે અને કાન્તની સમ-

કાલીન સાક્ષરનક્ષત્રમંડલીની સંગીતપ્રિયતા પણ ઉપર જોઇ. એ સકલ સાક્ષરોની લઘુતમ કવિતાનું એક કારણ એ સંગીતપ્રિયતા કહી શકાય. પ્રિય તેટલું સત્ય નથી આપણા કવિતામય સંગીત ફરતી પણ સાંકડી સીમાઓ રોપાઈ છે: એ સીમાઓ તૂટવી ઘટે છે જ્યહાં સાગરની મહાછોળ સમોવડી સતત વીરગર્જના ગર્જતી હોય, દેશસંસારસ્નેહના મહામેઘ ગડગડતા હોય એવી ભવ્ય ગંભીર ભાવનાઓનું શરીર થઇ શકે એવો છન્દ આપણી ભાષામાં નથી એ ફરિયાદ કવિસુભટ નર્મદના સમયની છે, અને હજી મટી નથી. વિશાલતા, પ્રશસ્તતા, શૌર્ય, દક્ષતા, સંસારવિશ્વના મહાચિન્તન એવા સબલ અને મહાન ભાવ આપણી પ્રજાની રગોમાં ઉછળતા જોવા હોય તો મિલ્ટન કે વ્યાસવાલ્મીકિની મહાધ્વનિસંચારિણી કવિતાનું રૂપ લઇ શકે એવા વૃત્ત આપણી ભાષામાં ઘડાવા જોઇશે મિલ્ટનની blank verse માં કે વ્યાસજીના અનુષ્ટુપમાં ગાનની લ્હેક નથી, તાલટપ્પા નથી, પણ (‘A league-long roller thundering on the reef’) કિનારા ઉપર ગર્જતી યોજનપ્રલંબ તરંગાવલીની સમોવડા ત્હેમના ચરણોના મહાઘોષ આત્મભૂમિના તટ ઉપર અથડાઈ ઊંડા ઊંડા ચેતનમાં પડઘા પાડે છે

પ્રજાઓના જીવનમાં એવી પળ આવે છે, કે જ્યહારે અગણિત સ્રોતસંક્રાન્તિનું ફલન ત્હેમના ચરણ આગળ ભાગીરથીના પૂર સમું પુણ્યવતું અને ઉદ્ધારક રેલે છે એ પળ

ક્યહારે આવે છે એ માટે કંઇ નિયમ નથી અમુક મનુષ્યનું જીવન કય્હારે જાગશે, ત્હેના અન્તરના ઊંડામાં ઊંડા ભાવ–ઉત્સાહિની તૃષ્ણાઓ, આશ્વાસિની આશાઓ—કય્હારે ફૂટશે એ વિશે કાંઇ નિયમ નથી ધ્રુવપ્રલ્હાદ જેવાના આત્મનૂઆડા પડદા છેક બાલક વયમાં જ ઉઘડ્યા હતા અને પ્રકાશની મન્દાકિનીનો પગથાર નીરખી ત્હેમાં સ્નાન કરવાની શક્તિ આવી હતી રાવણ જેવો વયોવૃદ્ધ પણ સીતાદેવીનો શીલમહિમા કે મહારાજ રઘુવીરનો બાણપ્રભાવ સ્હમજી શકયો ન હતો પ્રજાઓના જીવનમાં પણ એવી પ્રાણપોપચાના ઉઘાડની પળો કય્હારે આવે છે એનો કંઇ નિયમ નથી. પણ ઈશ્વરના સતસંકેતાનુસાર એવી જીવનને ઉન્નત કરવાની–જીવનજયિની પળો આવે છે એ નિઃસન્દેહ છે એ પળના સદુપયોગ–દુરુપયોગ, ત્હેને બતાવેલા આદરપ્રમાદ ઉપર માનવી તેમ જ પ્રજાજીવનના જયાજયનો આધાર રહે છે ભારતવર્ષમાં ઉતર્યા અને આ નન્દનપ્રતિબિમ્બ શી ભૂમિની લીલી શોભાના દર્શન લીધાં એ આદિ કાલમાં જ ભરતકુલના પૂર્વજોના આત્મનૂ ઉઘડયા હતા એમ વેદમન્ત્રો, મહાભારત–રામાયણ સમા વિશાલ કાવ્યોના બોલ આપણને કહે છે મીસરમાંની પરતન્ત્રતાની બેડીઓ તૂટી અને સીનાઈના પ્હાડ ઉપર પાપ ધોવા સકલ સમાજ પશ્ચાત્તાપ કરવા મળ્યો તે વેળા પયગમ્બર મૂસા મારફત એ પ્રકાશદાનની પળ યાહુદી લોકને આવી એમ બાઈબિલના જૂના ધર્મશાસ્ત્ર કહે છે ઇંગ્લાંડને

એ પળ ભરયૌવનમા જડી હતી પાચસેક વર્ષ સૂધી પ્રજાનુ જૂથ બન્ધાયા—ઘડાયા પછી પૂર્વ અને પશ્ચિમ ગોલાર્ધ ઉપર જ્યહારે નયન નીરખવા લાગ્યુ અને આટલાન્ટિક અને પાસીફિક મહાસાગરના જુવાળમા વિક્રમપરાક્રમ રચાવા લાગ્યા ત્ય્હારે ઈંગ્લાડની જીવનજયિની પળ આવી એ પળને સાચવી સભાળી સાર્થક કરનાર મહારાણી ઇલીઝાબેથ, લૉર્ડ બરલે, રેલે, ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના પ્રયોજકો અને એવા રાજ્યધર્મવેત્તાઓ હતા મારલો, શેકસપીઅર, બેન જોન્સન, સ્પેન્સર અને આગળ જતા મિલ્ટન જેવા સમર્થ કવિરત્નોએ એ પળના બળ સાહિત્યમા સચી રાખ્યા આપણી ગુજરાતી પ્રજાનો એ જીવનજયિની પળ ઇ સ ૧૮૪૮ થી આવી છે પ્રજાજીવનની એ પળ છે, પણ બ્રહ્માના દિવસ સમી કઇક વર્ષો પોતાના ઉદરમા એ શમાવે છે ગુજરાતની સીમાપાર નજર આપણી ગઈ છે, સાગરને ઓળગી નયન આપણુ નિરખે છે, સકલ પૃથ્વીના દેશસમાજમા સત્યના સત્ત્વ તે શોધી ઘેર લાવે છે. વ્યાપારપ્રવૃત્તિમા એ પળના સદુપયોગ કરતા સન્તાન ગુર્જરદેશે જન્મ્યા છે પ્રેમચદ રાયચદ, મોરારજી ગોકળદાસ, ગોકળદાસ તેજપાળ, સર મગળદાસ નથ્થુભાઈ, જીવરાજ બાલુ, સર જમસેદજી જીજીભાઇ, સર દીનશાહજી પીટીટ, જમસેદજી તાતા, લક્ષ્મીદાસ ખીમજી, રણછોડલાલ છોટાલાલ જેવા વણિકવરો એ મહાપળના પુત્રો હતા. એ પળ હજી વીતી નથી ગઈ એવી હમણાંની પણ નવી ઉગતી આપણી શેઠિયામડલી સાક્ષી પૂરે છે.

ઈતિહાસની એ મહાપળના ભાવવિચાર–આશાઉત્સાહના સચય દલપતકાવ્યમા અને નર્મકવિતામા વિરાજે છે ગુજરાતના નવજીવનના આર્ત પુકાર તરીકે, સસારસ જીવનના ઊંડ ઊંડા પ્રાણબોલ તરીકે, એ કવિઓના કીર્તિલેખ સમા કાવ્યલેખ આપણા ઇતિહાસમાનું સોનાનુ પાનુ છે. પછીના સાક્ષરોમા–એક ગોવર્ધનભાઈ અપવાદ ગણતા—આ પ્રજાજીવનની મહાપળની અવગણના કે અજ્ઞાનતા છે; સુજ્ઞાત વિચારપરિશીલન તો નથી જ દેખાતુ આપણામા જે નવાં બલ ૧૮૪૮ ની લગભગમા દાખલ થયા તે બલ પરિચયને લીધે હાલના જમાનાને જૂના અને શક્તિજીર્ણ લાગતા હોય તો એ ભૂલ છે પચાસ–પચાવન વર્ષ એક પ્રજાના ઇતિહાસમા છે તો બહુ છે, નહી તો કાઈ નથી એ મહાબલો હજી આપણા પ્રાન્તની ઊડી અન્ધારી કુજોમાં નથી ગયા, ત્હેમના સારઅશ આપણી રગેરગમા રમી નથી રહ્યા, અને એવુ થાય નહી ત્ય્હા સૂધી એ બલ પરિચિત કે પુરાણુ છે એમ પણ માનવુ એ ભૂલ છે

પ્રજાઓના જીવનની એવી મહાપળો ઈતિહાસના કોઈ મહાઉથલપાથલના સમય હોય છે એવા સમય ઇતિહાસની નિશ્ચતન જડતા ભાગે છે, ઇતિહાસ રચે છે. સમાનતા, સ્વતન્ત્રતા, બન્ધુભાવનો ત્રિવેણીધ્વજ ફરકાવતી ફ્રાન્સદેશની ઉથલપાથલ ઇતિહાસમા અદ્વિતીય હતી ત્હેના પરિણામ ઊડાં ભવિષ્યમા પણ પ્રફુલ્લશે, ત્હેના જ્વાળામુખી સમા ભડકા અને ગર્જના હજી તો સભળાય–જોવાય છે છતા અનેક

દેશ અને પ્રજાઓમા એટલો ઘોષ કર્યા વિના પણ એવી મહાન ઉથલપાથલો જગતમા થાય છે આપણા દેશમા અને પ્રાન્તમા એ ઉથલપાથલ પ્રસરી રહી છે, અને ત્હેને જ લીધે સસારમા, ધર્મમા, જીવનમા વિચારપદ્ધતિમા મહાફેરફાર મચ્યા છે. એવી પળે આત્મનૂને નવઅનિલના ઉછાળા વાગે છે અને સકલ દિશાઓમા પ્રાણની પાંખો વીઝઇને ઉડે છે સાહિત્યના સુન્દર શરીરમા પણ એ નવવસન્તનુ નવયૌવન ચેતન સ્ફુરવા લાગ્યુ જ છે આપણા દેશના વેદ, ભારત, રામાયણ, યાહુદી લોકના બાઇબલમાના જૂના ધર્મપુસ્તકો, ઈંગ્લાડમાના શેકસપીઅર–મિલ્ટનના કાવ્યો એ સઉ દેશ દેશ ઉપર વહતા નવચેતનના સાહિત્યમા પડેલા અચલ પગલા છે આપણા ગુજરાતી સાહિત્યમા પણ એ વસન્તિકાના પગલા દલપતકાવ્ય અને નર્મકવિતામા પાને પાને દર્શન દે છે. વર્તમાન કાલની નાડીપરીક્ષા કરી ત્હેના ઔષધ યોજવામા એ નરનાથોની મ્હોટાઈ હતી એમના નિદાન અને ચિકિત્સા ખરા હતા કે ખોટા એ ઇતિહાસે કાઇક જણાવ્યુ છે અને હજી વિશેષ જણાવશે

એવી પળમા છન્દ કઈ અનેરા જ ખિલાવ લે છે વેદમન્ત્રો સમા ભવ્ય કે અનિયમિત છન્દો સસ્કૃતમા બીજા નથી ભારૂડ સામની ભવ્યતા પિગલ ઋષિની પદાવલિઓમા શોધી નથી જડતી રામાયણ મહાભારત ભાગવત બહુધા થોડામા થોડા બન્ધનવાળા થોડામા થોડા ગાનવાળા અનુષ્ટુપ છન્દમા જ છે યાહુદી લોકના બાઇબલની કડીઓ કેવી છન્દના

માપ વિનાની છે એ સુપ્રસિદ્ધ છે ત્હેમના 'સામ'–ધર્મ-સ્તોત્રોનુ સગીત પણ આપણા સામગાન સમુ, પારસીઓની ગાથા જેવુ, ઇસ્લામીઓના કુરાનમન્ત્રો સમોવડુ, ઉન્નત અને ગભીર છે ઇગ્લાડના જીવનની મહાપળમા જ શેકસપીઅરની blank verse અને મિલ્ટનનુ મહાઘોષવતુ પ્રાસવતા છન્દ સ્હામેનુ ત્રાડન સભળાયા આપણા ગુજરાતમા પણ ગરબી કે દેશી રાગોથી ઓછા સગીતવાળા સસ્કૃત છન્દ નવલ બલોના શરીર રચવા ક દ. ડા એ દાખલ કર્યા નવા બલ ન્હાના ન હતા, ગરબીઓમા તે સમાય એમ નહી ભાસ્યુ હોય સસ્કૃત વૃત્તો તરફ લોકની પૂજ્યબુદ્ધિ હતી, નવા ચેતનના એ શરીર બને તો નવા ચેતન ઉપર કદાચ તે પૂજ્યબુદ્ધિ ઢળે એમ હતુ વળી પુરાણુ પિતૃકુલ સાથે પુન. સમ્બન્ધ યોજાય એ પણ હેતુ હશે. કે પછી મહા પળના ચિન્તનપૂરનો સગીતકેલિ ઉપર અજ્ઞાત જય કા ણભૂત હોય પણ સસ્કૃત વૃત્તો સત્કારતા ક દ ડા વીસરી ગયા કે સગીતબન્ધનમાથી છૂટતા વધારે ગાઢ બન્ધનમા ગુજ રાતી સાહિત્યના પગલા મડાયા કોમલ ગાનવતી ગરબી-ઓમા મહાકાવ્ય નહી લખાય કે અતિશય અક્ષરબન્ધનપ રાયણ સસ્કૃત વૃત્તોમા વીર–યુદ્ધવીર, દેશવીર, ધર્મવીરના ભાવ નહી ઉતરી શકે એ નર્મદે અનુભવથી જોયુ અને નવા છન્દ રચવા યત્ન આદર્યો તે પછી ગોવર્ધનભાઇએ સસ્કૃત વૃત્તોને ગુજરાતીમાં સ્વીકારતા ક દ ડા. ની સ્વરસગીત-પ્રિયતાથી રચાયેલુ એક બન્ધન તોડી પ્રાસ વિનાના સસ્કૃત

છન્દ સ્નેહમુદ્રામા લખ્યા, અને લોકસમાજે ત્હેને blank verse માની. કવિતસગીતના સમ્બન્ધનો ગુર્જર ઇતિહાસ આવો છે. નરસિંહમીરાની ગરબીઓમા ભાલણપ્રેમાનન્દે રાગઢાળ-દેશી ઉમેર્યા અને સામળે દોહા ચોપાઈ છપ્પા ભેળવ્યા-ક. દ ડા એ પુરાણુ માતૃભાષાના વૃત્તોનો આદર કીધો અને ત્હેમણે દીધેલા પ્રાસોને ગોવર્ધનરામભાઈએ દૂર કર્યો. આટલેથી આપણી કવિતાના છન્દોનો ઉલ્લાસક્રમ આપણે અટકાવશુ કે એ વિકાસ હજી વિકસવા દઇશુ એ પ્રશ્નના ઉત્તરમા આપણી કવિતાના ઉલ્લાસવિકાસનો ઉત્તર છે સુકોમલ સુન્દર સગીતના સિતાર જ આપણે રમાડશુ કે સાગરની ઘોષણા ઘોરવતી કોઈ નવીન મહાભાવ તન્ત્રી બનાવી ત્હેના મહારવના આપણે ઉપાસક થઇશુ એ પ્રશ્નના ઉત્તરમા આપણી કવિતાના સગીત સાથેના પુરાણુ પરિચયની સાર્થકતાનો, આપણી મહાપ્રજાની જીવનજયિની પળના જયાજયનો, અને આપણી કવિતાના ભવિષ્યનો ઉત્તર છે

---

# નર્મદ

(ઈ સ ૯–૯–૨૨, શનિવાર, ભાદ્રપદ, કૃષ્ણ તૃતિયા, ૧૯૭૮,
સુરત
નર્મદની જન્મતિથિ ૨૪ ઓગસ્ટ, ૧૮૩૩;
મૃત્યુતિથિ ૨૫ ફેબ્રુઆરી, ૧૮૮૬
આયુષ્ય ૫૩ વર્ષ )

આપ સહુની વતી ને ફરમાશથી
સૂરતના એ ધન્ય પુત્રની,
ગુજરાતના એ વીર નરની,
સાહિત્યના એ સ્થભની
છબિ
ખુલ્લી મૂકુ છુ.
વર્તમાન ને ભાવિ ગુજરાત ! આવ ને દર્શન કર
નવયુગના એ મહાસ્થીનુ,
ને પ્રેરણા પી

## સૂરતનાં સાહિત્યરસિક સન્તાનો !

### ૧. ઉપોદ્‌ઘાત

સૂરત ! સોનાની મૂરત ! ( થોડીક લીટીઓ લેવી )

ક સૂરતને અભિનન્દન સૂરત આજે નર્મદનુ શ્રાદ્ધ કરે છે નવયુગના સર્વોત્તમ સૂરતરત્નની સૂરત તિથિ ઉજવે છે. સૂરત નર્મદને સભારે છે, નર્મદને સૂરત વ્હાલુ હતું સહુ સૂરતીઓને સૂરત વ્હાલુ.

હુ પણ મ્હારી અજલિ આપવા આવ્યો છુ મ્હારી પોતાની વતી, તેમ જ દલપતરામના પુત્ર તરીકે

સૂરતીઓ ઝવેરી ને હીરાપારખ છે નર્મદ–હીરલાને પારખવામા ત્હો યે અસૂરા ને અધૂરા

ખ સૂરતની જાહોજલાલી ત્હમને શી વર્ણવવી ? નગમાળ સમી નાણાવટ ને સોનાની પાટ સમુ ગોપીપરૂ તાપીના જલ ઉપર ૮૪ બન્દરનો વાવટો ઉડતો. ભગવા દાડીનું ન્હાર શોધી યૂરોપ આખો ત્હમારે આગણે ઉતર્યો. મુબઈ પેઠે દુનિયાના જહાજ ત્હમારે ઓવારે આવતાં. મક્કા શરીફની હજ કરવા ઇસ્લામીઓ સહુ અહીથી સફરે નીકળતા શિવાજી મહારાજનો મુગટ ત્હમારી લક્ષ્મીનો, દક્ષિણના દુર્ગ ત્હમારી લક્ષ્મીના આત્મારામ ભૂખણની હુડી વગડામા યે શિકારાતી. ગુજરાતનુ રસિકમા રસિક શહેર. ઇતિહાસયશસ્વી

નર્મદ, ગર્જર, સરૈયા, પ્રેમચન્દ રાયચન્દ આ યુગના મહાપુત્રો

ગ પણ સૂરત ઉપર અગ્નિકોપ, જલકોપ હજી કેટલેક સ્થળે એક હવેલી, તો પડખે ખડેર જાણે ધરતીકમ્પ થઈ ગયો

અને સારા યે જગતની, ને હિન્દની અત્ય્હારે તો એ દશા ધરતીકમ્પ પછીની જગન્નગરી કહે છે કે કેટલાકને મૂઠ મારતા આવડે ઉતારતા ન આવડે યૂરોપના યે રાજમન્ત્રીઓને શેષનાગનુ ડોકુ ઝાલી ધૂણાવતા આવડયુ, ધરતી ધ્રૂજી ઉઠી; પ્રજાપ્રજાના રાજમહેલો પડયા ડોલન્તા શેષજીને સ્થિરાવતા પછી ન આવડયુ. હજી શેષનાગની ડોક ડોલે છે, ધરતી ધ્રૂજે છે, ને પ્રજાઓના મહેલો પડી ખડેર વિસ્તરે છે.

સૂરત કઈ પૃથ્વી બ્હાર નથી કે ત્ય્હા અન્યથા હોય.

ઘ ૧૮૯૪–૯૫ મા મુબઈ ભણવા ગયો ત્ય્હારે ભાઈ જયશકરને ને ડાહીગવરીને મળવા ગયો હતો ઝવેરબાગમાં. એ એક જ વાર ભાઇ જયશકરનો મેળાપ

૧૮૯૪ કે ’૯૫ મા ‘ જય ! જય ! ગરવી ગુજરાત ! ’ ના ઢાળમા એક કાવ્ય લખ્યુ હતુ પ્રવીણસાગરના કર્તા મહેરામણજી વિશે

થોડાંક વર્ષો ઉપર સૂરતમાં ‘ સરસ્વતીમન્દિર ’ વાળો બગલો જોયો હતો, પ્રેમશૌર્યનો મુદ્રાલેખ એ ઘેર. એમ અધૂરીપધૂરી નર્મદયાત્રા કીધી છે.

ચ. પછી સૂરત સેવાસમાજનુ આમન્ત્રણ ન્હોતું આવ્યું.

સૂરત રાષ્ટ્રીય શિક્ષણમંડળનું આમન્ત્રણ: ન્હોતું સ્વીકારાયું.

પહેલાં નર્મદજયન્તી વેળા આમન્ત્રણ આમન્ત્રણ રાજકોટ ગયું, હું મુંબઈ હતો· સૂરતમાં ન બની શક્યું તે મુંબઈમાં કીધું વિલે પાર્લે નર્મદજયન્તીમાં પ્રમુખ

૧૯૨૧ માં પ્રસિદ્ધ થયેલ મ્હારા 'ચિત્રદર્શનો'ની પ્રસ્તાવના નર્મદનું ઋણ મ્હારે માથે હજી ખડું છે

આ વેળા નર્મદસ્મારક કમિટિનો કાગળ આવ્યો મ્હારે આવવું એ જ એક ઉત્તર હતો

છ મ્હને—દલપતરામના પુત્રને, સૂરતે, સૂરતની કમિટિએ નર્મદનું શ્રાદ્ધ સારવા સંભાર્યો તે માટે સૂરતને, સૂરતની કમિટિને ગુજરાતનું અભિનન્દન ઘટે છે એ વડીલના ઋણમુક્ત કંઈક થવા પ્રસંગ આપવા માટે મ્હારે ઉપકાર.

ગુજરાતના સાક્ષરતાના ઇતિહાસમાં આજનો પ્રસંગ વિરલ સૂરતને એ વિરલતાને માટે ઇતિહાસનો ધન્યવાદ.

પાંડુપુત્ર જાણે કુરુવંશનું શ્રાદ્ધ સારવા કુરુક્ષેત્રમા સરસ્વતી તીરે આજ ઉભો છે! દ્વાપરનું એ પણ એટલું કૌતુક ન્હોતું, કલિનું આ પણ એટલું કૌતુક નથી

જગન્નિયન્તનું નિયન્તૃત્વ જ અકલકલાવન્તું છે

નર્મદનું કુટુંબ નામશેષ થતાં નર્મદનું શ્રાદ્ધ સારવાનો દલપતના વંશજનો હક તેમ જ ફરજ છે આજે અહીં આપ સમક્ષ કુલધર્મ પાળવા ખડો છું

**૨. એ વાતાવરણ**

૪ આપણા સ્મરણો ટૂકા થઇ ગયા છે ઘણુ ભૂલી જઇએ છીએ નહી તો નર્મદને ઓળખાવવા શા? આજે ભાષણ શુ? મૂર્તિ શી માડવી? ને તે પણ સૂરતીઓને કાજ? ને સૂરત વચ્ચે?

૧૮૮૭ મા નર્મકવિતાની પ્રસ્તાવના આદરતા નવલ-ગામભાઇ ઉચ્ચારે છે કે ' સોનાને રસવુ શુ? અને સૂર્યને ઓળખાવવો શો?' નર્મદના ને નર્મકવિતાના નામોચ્ચાર ગુજરાતમા તો એ જ એમના ઓળખાણ

પણ આપણે ઘણુ ભૂલ્યા છીએ આયુષ્યની પેઠે સ્મૃતિઓ યે ટૂકી થઈ છે

ખ ને યાદ હોય તો કહો એ વાતાવરણ કીયુ હતુ? કલ્પી શકો છો?

નર્મદજન્મની ૧૮૩૩ ની સાલ રેલ્વે નહી, તાર નહી, પોસ્ટ નહી મોટર તો શેની જ હોય

દુર્ગારામ મહેતાજીનો સમય ૧૮૪૦

પહેલી વાચનમાળાની અગાઉ, નિશાળો મડાયા પહેલા,' પઙના બળવાની પૂર્વે કાળના એ પડદાઓ પાછળ નિરખી શકો છો? તો નિરખો ત્ય્હારે

દુર્ગારામજીના પટશિષ્ય ઇચ્છાશકર વ્યાસના જાદુ-કપટ પ્રકાશના ત્રણ ભાગ વાચ્યા છે? ભૂવાઓ કોરા કા ગળમા ત્ય્હારે અક્ષર દાખવતા! લીંબુમાથી લોહી કહાડતા! ભૂવાઓની સાથે વાદવિવાદ, દુર્ગારામજીને ડગોરાનો માર

દલપતરામનો ભૂતનિબન્ધ વાચ્યો છે? આજે ૭૨ વર્ષ પછી તો એની કલ્પના યે નહીં આવે

સૂરતના ત્રણ નન્નાઃ નર્મદ, નવલ ને નન્દશંકરને સભારો છો પણ ત્હેમની પહેલા કેટલાક વર્ષો ઉપર પાંચ દદા હતા ત્હેમનામાના દુર્ગારામ મહેતાજી.

આજે ચકલે ચકલે સૂરતમા અસહકારીઓ ભાષણો કરે છે ત્હેમના પૂર્વજ દુર્ગારામ એશીયેક વર્ષ પહેલા ૧૮૪૦મા દુર્ગારામ મહેતાજી સૂરતમા ચકલે ચકલે ભાષણો કરતા, વિધવાવિવાહ ને જાદુકપટપ્રકાશના

દુર્ગારામજીને સભાર્યા વિના નર્મદ નહીં સ્હમજાય

નર્મદના ઉગ્યા પહેલા ફારબસ સાહેબ સાથે દલપતરામ અહીં-સૂરતમા આવ્યા હતા, કવિતામા—આ એન્ડ્રૂસ લાયબ્રેરીમા ભાષણો થયા હતા.

ભોળાનાથભાઈની પેઠે નર્મદે યે પિંગળના પહેલા પાઠ દલપત પાસેથી

એ સહુ નર્મદના સૂર્યોદય પહેલા.

કલ્પી શકો છો? જાણવુ સ્હેલુ નથી, અનુભવવું અઘરૂ છે પણ આજે તો કલ્પવુ યે અઘરૂ નથી ભાસતું?

એ સહુ વચ્ચે નર્મદનો સૂર્ય ઉગ્યો.

૧૮૫૭થી કાવ્યો છપાવા માડયા. ૫૫મા મંડળી મળવાથી થતા ફાયદા ઉચ્ચાર્યો હતા.

૩. મુખ્યત્વે કવિ

નર્મદ સૂર્ય જ હતો પ્રતાપી ને પ્રોજ્જ્વળ હઝારે ચે ખરો ગગનમા ત્હેના ઘોડા દોડતા

ક મુબઇમા નર્મટેકરીનો નર્મદ કવિ પરેલમા-દરિયા ભણી. જૂની વાવટા કાઠીની સમીપે પ્રિય સ્થાન માથે આભ ને પગે સાગર, અને એ બે વચ્ચે સાગરનીર ફરતી ઉભેલી ડુંગરમાળ, નર્મદને ત્‍હા કંઈ કંઈ સ્ફુરણાઓ

ખ નર્મગદ્યમા નર્મદ કહે છે કે પ્રત્યેક મનુષ્ય કવિ છે કવિને તો માત્ર Expression–વાગીશ્વરીનુ વરદાન વધારામા

ઘણે દરજ્જે એ ખરૂ બીજા દેશો કે શહેરો માટે હો વા નહીં, સૂરતના અગ્રણીઓને માટે ખરૂ છે

પ્રો ગર્જ્જર, Scientist–વિજ્ઞાનશાસ્ત્રી, પણ કવિ

ચુનીલાલ સરૈયા, દાક્તર, શરાફ, પણ કવિ

પ્રેમચન્દ રાયચન્દ, એક બે પૂરવા નીકળ્યા, પણ કવિ

સહુમા બુદ્ધિની, મનની, ભાવની, કલ્પનાની રસિકતાની અમૂક જાતની વિશાલતા દરેક Idealist.

સૂરતના સૂરતીઓમા જ એક જાતનું Idealism રસિકતા તો સર્વવિદિત ગુજરાતની રસનગરી સૂરત, કાઠિયાવાડની રસનગરી જામનગર.

ગ Primarily ને above all—પ્રથમત ને મુખ્યત્વે નર્મદ કવિ. ઇગ્રેજી કવિતાના સસ્કરણ ગુજરાતીમા ઉતારનાર વાલ્મીકિ ઇગ્રેજી યુગનો આદિ કવિ દલપતરામના અભ્યાસદૃષ્ય ચન્દ બરદાઇ ને તુલસીદાસની

ભાષા ને સંસ્કૃતિમાંથી નર્મદના અભ્યાસના ઉછેર સંસ્કૃત ને ઇંગ્રેજી ઉપરથી.

Great as an emancipator of poetry–કવિતા દેવીની પુણ્યસફરનું સૂકાન ફેરવનાર સૂકાની પ્રાચીન પ્રણાલિકામાંથી નવયુગમાં સંસ્કૃત અને ઇંગ્રેજીના પહેલા સંસ્કાર ગુજરાતીમાં નવશિક્ષણનો પહેલો ફાલ ૧૮૬૪માં નવલરામ એને 'new school' કહે છે, ને 'ત્હેના પારખનાર ને પરીક્ષકનું માન લેવાની અભિલાષા' દાખવે છે

| | | |
|---|---|---|
| ઋતુવર્ણન<br>મહાકાવ્યની ભાવના | સંસ્કૃત ને ઇંગ્રેજી<br>સંસ્કાર | વજી અને અન્ય કાવ્યો<br>ઇંગ્રેજી સંસ્કાર |

મહાકાવ્ય માટેના પ્રયત્નો, સફળતા નહીં મહાકાવ્યને સુયોગ્ય છન્દનો વિચાર રોળા છન્દનો યોગ બીજા યે પ્રયોગ

પિંગળ રચ્યું રસશાસ્ત્રી

૧૮૮૭માં નવલરામ એ તો ક્યહારનું સર્વાનુમતે સિદ્ધ થઈ ચૂક્યું છે કે આ જમાનાના કવિ તે એ જ નર્મદાશંકર ને દલપતરામ વિ

ઘરમાં–સંસારમાં એમની કવિતા પેઠી હતી તે પછી આજ સુધી બીજા કોની કવિતા એમ ગુજરાતીઓના ઘરમાં કે સંસારમાં પ્રવેશી છે? એ પછીની કવિતા શાળાઓમાં, પાઠશાળાઓમાં કંઈક પેઠી છે, કુટુંબોમાં–પ્રજાજીવનમાં નહીં.

ઘ નર્મકવિતા રચતા, કે નર્મકોષ કરતા, ને ત્હેનું અર્પણ ગાતા મેવાડની મુખ્તેસર હકીકત કહેતા કે ઈંગ્લિશ્ડનું ભાષાન્તર કરતા મહાપુરુષોનાં ટૂંકાં જીવન લખતા, કે

ગુજરાતીઓની સ્થિતિ વર્ણવતા રાજ્યરંગ આલેખતા કે ધર્મવિચાર દાખવતા સભાઓ સ્થાપતા, સંસાર ગજાવતા, કે મુંબઈ નગરીને ડોલાવતા કવિ અખંડ ને એક રૂપે નર્મદ કવિ

ચ નર્મદે મુંબઇ નગરીને ડોલાવી, ૧૮૬૫ માં પ્રેમચન્દ રાયચન્દે ડોલાવી, ૧૯૨૧ ના જૂનના બીજા પખવાડિયામાં મહાત્માજીએ ડોલાવી દીધી, કરોડ રૂપીઆ એકઠા કીધા. ત્યારે જનસાગર ઉછળી ર્‌હ્યો હતો, ઓટ ફરતા અરબ્બી સમુદ્રની સંસારે જાણે સ્પર્ધા માડી હતી. જીવતેજીવત મુંબઈને ડોલાવનાર એ ત્રણ નર્મદ, પ્રેમચન્દ, ગાંધીજી મૃત્યુતિથિએ ડોલાવનાર લોકમાન્ય ટિળક મહારાજ

ઇતિહાસ ભાખે છે કે નવયુગમાં મુંબઇનગરીને પહેલવહેલી ડોલાવનાર કવિ નર્મદ

**૪. અનેકદેશી સાક્ષરજીવન**

ક મુખ્યત્વે કવિ, ઉપરાન્ત અનેકદેશી સાક્ષર ને ઘણીખરી દિશાઓમાં વિજયવન્ત સાક્ષર

ગદ્યલેખનના પિતા‌‌–નર્મગદ્ય પહેલા થોડીક જ એવી પૃથા.
ભાષાશાસ્ત્રી નર્મકોષ શાસ્ત્રજ્ઞાન નર્મકથાકોષ
અલંકારશાસ્ત્રી પિંગળ, અલંકારશાસ્ત્ર, નાયકનાયિકાભેદ
પત્રોના તન્ત્રી ચાબૂક, ડાંડિયો.

નિબન્ધકાર, ભાષણકાર, ભાષાન્તરકાર, ચળવળકાર, ઇતિહાસોના અભ્યાસી, સારા જગતની જનવાર્તા ગુજરાતને

ભણાવનાર, નાટકકાર—જો કે નાટકોમા, ટેનિસનની પેઠે, નપાસ.

નર્મગદ્ય જેવો ગદ્યસગ્રહ, નર્મકોષ જેવો કોષ, અલકારશાસ્ત્ર જેવુ યે અલકારશાસ્ત્ર ગુજરાતમા છપાવા હજી બાકી છે

ખ દલપત ને નર્મદ માત્ર કવિઓ જ ન હતા

હમ્મેશા પારસી ભાઇઓને સાથે રાખતા, બેપરવાઇથી અળગા ન કરતા ગુજરાતી સાહિત્યની સમસ્ત નાત–હિદુ મુસલમાન પારસી–જમાડવી હતી, એક તડુ નહીં, આજ અમે સાક્ષરો તડા જમાડિયે છીએ.

ગ કઇક એવા બીજા બે નવલરામ ને ડો હરિ હર્ષદ ધ્રુવ સમર્થ, અનેકદેશી, વનવનના વનરાજે હરિલાલને વિજ્યલક્ષ્મી નથી વરી નવલરામને વરી હતી

સહેજ એવા મણિલાલ.

બાકી તો નિજનિજ કુજમા અમે બધા સાક્ષરો સારા જ છીએ ને?

ત્ય્હારે ગુજરાતને નવયુગનુ ઘર માડવાનું હતુ અનેકવિધ સસારસામગ્રી સાહિત્યકારોએ પૂરવાની હતી.

ઘ. મનુષ્યત્વની એ મહાવ્યક્તિઓ હતી જયશકર કરતા નર્મદ ને મ્હારા કરતા દલપતરામ મનુષ્યત્વમા મોટા હતા. અમદાવાદમા ચીનૂભાઇ બેરોનેટ થયા, પણ રણછોડભાઇ મ્હોટા હતા સૂરતમા મનુભાઈ વડોદરાના દિવાન ને સર થયા, પણ નન્દશકરભાઇ મ્હોટા મનુષ્યત્વમા.

ચ દલપતનર્મદની હારમા શોભે એવો તે પછી એક જ સાક્ષર, ગોવર્દ્ધનરામ. ૧૮૪૮થી માડીને આ નવયુગના ૭૪ વર્ષમા એ આપણી સાહિત્યની ત્રિમૂર્તિ બાકી બીજા દેવો પણ છે જ.

ગુર્જર નવસાહિત્યના ન્હાના મ્હોટા—સારા ખોટા એ ત્રણ શિખરો.

૫. સંસારશાસ્ત્રી

શખનાદ સભળાયે, ભૈયા! શૂર પુરુષને તેડુ હો!
શુ એ કહે સાધુ દેહ છોડે? શુ એ કહે દેવ જાગે હો!
કારી કારમો ઉગ્ર ઉછળતો રણનો મુજને લાગે હો!

શખનાદ

*　　*　　*　　*　　*

હા ભૈયા! હુ તો આ આવ્યો, શખનાદ હજુ થાયે હો!
નર્મદ કહે, બીજા વીરો પણ કેસરિયા કરી જાયે હો!

શખનાદ

આજે સુધારા એટલે રાજકીય સુધારા ત્ય્હારે સુધારા એટલે સસારસુધારા.

૬. નર્મદ. Greater as a social emancipator. સસારશાસ્ત્રી

આજે Politicsનો શખ ફૂકાય છે, ત્હેવો ૧૮૫૮ થી ૬૫ સુધી નર્મદે Social Reformનો શખ ફૂક્યો હતો. ૧૮૫૫ મા નર્મગદ્ય જન્મ્યુ ૧૮૫૬ મા નર્મકવિતાના જમનાજી જન્મ્યા હતાં. બળવાના વર્ષમા એ Social બળવો.

શ્રીકૃષ્ણની પેઠે માત્ર સંસારસંગ્રામ બોધનાર નહીં

ભીષ્મ પિતામહ પેઠે સંગ્રામસેનાધિપતિ, તેમ જ શાન્તિપર્વમાં યુગધર્મના સ્મૃતિકાર.

એ નર્મદના બે યુગ ૧૮૫૮થી ૬૫ સૂધીનો સંસારમન્થનનો, બીજો ધર્મવિચારનો બન્ને અભ્યાસયોગ્ય જ છે

૧ લો યુગ બુદ્ધિવર્ધક સભા, મુંબઇ

વ્હેમ, વૈધવ્ય, પરદેશગમન, સ્ત્રીકેળવણી, જ્ઞાતિબન્ધન, સંસારસુધારાના સહુ પ્રશ્નો ડાંડિયો, ચાબૂક ઉચ્છેદક વિશેષણનો

આજે યદુનાથજી મહારાજ સાથે શાસ્ત્રાર્થ

કાલે દલપતરામ અમદાવાદથી આવ્યા છે બુદ્ધિવર્ધકમાં

પરમે મહીપતરામભાઇ વિલાયત ગયા ને સૂરતમાં નાતબહાર

પેલે દિવસ કરસનદાસનો મહારાજ લાયબલ કેસ, ને ભાટિયા કોન્સ્પીરસી કેસ

પાચમે દિવસે માધવદાસ–ધનકોરબાઈનુ કપોળ પુનર્લગ્ન.

છઠ્ઠે દિવસે કરસનદાસ વિલાયત ગયા, માંસાહાર ન કરતા પાછા આવ્યા· મુંબઇમાં નાતબહાર

રોજ ને રોજ કાંઇક બનતું નર્મદ મોખરે, યુગવસ્તુના મધ્યમાં

મુંબઇને હચમચાવી નાખ્યું જાણે સાગરમન્થન માંડ્યું; લોઢ પ્રચંડ ઉછળતા.

ગ ૧૮૫૯નો બુદ્ધિવર્ધકનો એક પ્રસગઃ ડા ભાઉ દાજી પાસે આંખોની દવા કરાવવા દલપતરામ મુંબઈમા· સભામા પરદેશગમનનુ ભાષણ દલપતરામનો ઉત્તર ને દરખાસ્ત સભાની ના પછી મહીપતરામભાઈને કરસનદાસ-ભાઈ વિલાયત જઈ આવ્યા સૂરત મુબઈમા નાતબહાર. કપડવણજ વાળા હરિલાલભાઇ સેક્રેટરી, ત્હેમનો કાગળ, હવે જાઓ તો સભા ખર્ચ આપે

દલપતરામ એક બારણુ મહીપતરામે વાસ્યુ, બીજું કરસનદાસે હવે દેશ શીખી ગયો કે વિલાયત જાય તે નાતબહાર.

અન્ય પ્રસગ વિશે નવલરામભાઇની નોધ છે કે "દલપતરામ જેવાના હાથમા સુધારાનુ સૂકાન હોત તો આમ એ ન બગડત"

ઘ બીજો યુગ દરમિયાન ઇતિહાસની વિચારણા. ગુજરાતીઓની સ્થિતિ, હિન્દુઓની પડતી, સૂરતની–મેવાડની મુખ્તેસર હકીકત, રાજ્યરંગ સંસ્કૃતિઓની ઉથલપાથલના નિયમો, ઇતિહાસનુ તારતમ્ય, સંસારશાસ્ત્રનો ઐતિહાસિક ને શાસ્ત્રીય અભ્યાસ.

સુધારાવાળાઓના અનુભવ, જદુનાથજી મહારાજ સાથે વિધવાવિવાહનો શાસ્ત્રાર્થ કરવા જતાં એકલા જવું પડ્યુ હતું.

મહર્ષિ દયાનન્દ સરસ્વતીની ધાર્મિક ને આર્યસંસ્કૃતિની;

અસર, હિન્દ ઉપર, નર્મદ ઉપર. સસારમા સસ્કૃતના ભાષાજ્ઞાનનું વિસ્તરણ.

Politics કઇક સ્હમજી યૂરોપનો મોહે ઉતર્યો

પરિણામ ધર્મવિચાર સુધારાવાળાની છાવણીમા જાણે અ ભગોળો

સહુ કોઇ કબૂલશે કે ધર્મવિચારમા યે એટલુ જ સ્પષ્ટવકતૃત્વ, જીદગીના સિદ્ધાન્તોની ભૂલ કબુલવાનું વડુ ને ઈતિહાસવિરલ પુરુષાતન—એમા યે બહાદુરી જોઈએ

જેસળ જગનો ચોરટો ને જેસળ જગનો પીર, એટલો ફેરફાર ને ઉથલપાથલ.

ચ. એ સમયનો ઉપસહાર ગોવર્ધનભાઇ ને નવલરાભાઈના શબ્દોમા, નવલગ્રન્થાવલિની ઉપોદ્ઘાત (પા ૯૮–૯૯)

“ આ સકલ્પવિકલ્પ ચાલે છે એવામા મુંબઈમા નર્મદાશકરે બાજુ બદલી લખાણ કરવા માડયા, અને જેવા વેગથી પ્રથમ સુધારાના વાજા વગાડતા હતા તેથી વધારે વેગથી સુધારાની સ્હામે ઝુડો લેઇ, એક જૂદી જ જાતના આર્ય માર્ગ પર, જૂના પન્થોનો રણુડકો વગાડવા લાગ્યા ગુજરાતીના અધિપતિએ કવિના સ્હામુ યુદ્ધ કરનાર કોઇ શોધ્યો, અને નવલરામે એમનુ આમન્ત્રણ સ્વીકાર્યું ફેર માત્ર એટલો પડયો કે કવિને પ્રત્યુત્તર દેવાનુ લખાણ નવલરામ જીવતા પ્રસિદ્ધ ન થઇ શકયુ, અને ત્હેમના મરણ પછી નવલગ્રન્થાવલિના બીજા ભાગમાં ‘ સુધારાના ઇતિહાસનુ વિવેચન ’ એ નામે એ લખાણ મૂકવાનુ રહ્યુ તે મૂકયુ છે

આ લખાણ સંપૂર્ણ નથી, પણ એના સંબંધી કેટલુંક ટિપ્પણ કરી રાખેલું તે સૂચક છે અને એ લખાણની સાથે વાચવા યોગ્ય છે.

*  *  *  *  *

૧૮૪૪, માનવધર્મ સભા. (૧૮૪૩ દુર્ગારામ સુધારામાં ચકચૂર હતા)

*  *  *  *

૧૮૫૮, અમદાવાદની ધર્મસભા, હોપ ચોપડીઓ ૧૮૫૫ સત્યપ્રકાશ ૧૮૫૭, નર્મકવિતા ૧૯૬૦, જદુનાથજી ને નર્મદાશંકર લ્હડ્યા ૧૮૫૦–૫૧, બુદ્ધિવર્ધક. ૧૮૬૦, મહીપતરામ વિલાયત ગયા. ૧૮૫૮, જુવાનિયા ટોળું અમદાવાદ આવ્યું ૧૮૬૪–૬૫, ડાડિયો–બે પક્ષ. કુસંપ ૧૮૭૧, અમદાવાદ પ્રાર્થનાસમાજ, કૃષ્ણદાસનું મરણ ૧૮૭૫–૭૬, મુંબઇ આર્યસમાજ, દેશી કારીગરીના ભાષણો

*  *  *

સુધારાનો મન્દમન્દ પણ સતત પ્રવાહ ચાલ્યો જાય છે, પણ તે દેશકાળને પ્રતાપે, સુધારાવાળાના જોરથી નહી.

દલપતરામ ને દુર્ગારામનો સુધારો ધીરો, દેશકાળને અનુસરતો, યોગ્ય શૈલીમાં, ખરી દેશદાઝનો, ને અભિમાન ખાતર નહી બીજામાં જુવાનિયા દાખલ થયા અથવા કર્યા– તે દુનિયાથી અજ્ઞાન, દેશી વિદ્યાથી અજાણ્યા, અભિમાનની મૂર્તિ. એના બે ફાટા

૧ અમદાવાદી, ટાહેલાખોર, નીતિ ખરી પણ ખરી ને ડોળ પણ ખરો ગુજરાતી સારૂ ભણેલા, પણ ફૂવાના દેડકા, Stationary, ખ ધા

૨ સૂરતી, ભરૂચી, સ્વચ્છંદી, નીતિનો બન્ધ કે લાજ નહી સાધારણ ઇંગ્રેજી ભણેલા, રસલીન, પ્રેમાળ, ઈર્ષ્યાખોર, પતરાજી, વ્યભિચાર, છાકટપણુ, પોશાકની વિચિત્રતા

બન્ને યે ધર્મખડન શરૂ કર્યું મદ્યપાન એ Baptism થયુ સુધારાની આબરૂ ખોઇ, દારૂડિયો સુધારો કહેવાયો જૂના લોક કકડાવીને સ્હામા થયા, અને જાણ્યુ કે આ તો દુશ્મનો જ ઉભા થયા છે. આ ખરાબી એવી થઈ કે ત્હેનો બદલો વળી શકવાનો નથી–દલપતરામ જેવાને હાથ હોત તો આમ થાત નહીં ધર્મોદ્ધારણ ને સસારસુધારો એ બે નોખા વિષયો છે નાતવરા ઓછા કરાવવા ત્હેમા ધર્મ પર હુમલો શું કરવા જોઈએ ? ઈત્યાદિ

આ જુવાનિયા ન હતા તે પહેલા બે સુધારા હતા તે

૧. દલપત્તરામ, ભાષણિયા સુધારો, ( જૂની કોંગ્રેસના જેવો, ના દ. ક. ) પરહેજગાર ( negative ), ભલો, સુદ્ધો, વાણિયાઈ, વ્યવહારશુદ્ધ. ઈત્યાદિ.

૨. એનો પ્રતિસ્પર્ધી સુધારો "રસિયો, ગદ્ધાપચ્ચીસી, લાકડિયો સુધારો, છકેલો, ઉન્મત્ત, Anti–caste, ઇર્ષ્યા, પ્રપંચ, રસોન્મત્ત, કુસપ." વિગેરે.

નવલગ્રન્થાવલિની ઉપોદ્ઘાત ગોવર્દ્ધનરામ મા. ત્રિપાઠી. નવલરામ–ગોવર્દ્ધનરામની આ મીમાસામાં હુ ઉમેરીશ માસાહાર.

ગુજરાતના એક આગેવાન ગણાતા સુધારક Killing is no sin એમની દલીલો

“એક પાણીનો ઘૂટડો પીઓ એમા કેટલા પોરા ? એક શ્વાસ લ્યો ત્હેમા કેટલા હવાના જન્તુઓ ? હિંસા વિના મનુષ્ય જીવી શકે નહી, Killing is no sin. હિંસા—કત્લ એ પાપ નથી

છ સુધારાવાળાઓને રૂઢીબન્ધનમાથી છૂટવુ હતું એમ તેઓ કહે છે કેટલા છૂટયા ? અબોટિયા ઉતર્યા, પણ Evening કે Dinner suits ના કાળા કોટપાટલૂન વિના ચાલ્યુ ? હિન્દના મુગટા ઉતાર્યા, યૂરોપના મુગટા પ્હેર્યા કે નહીં ? હિન્દુ રૂઢીઓ ઉતારી, ઇંગ્રેજી રૂઢીઓના વાઘા સજ્યા ચૂલામાથી હોલામા પડયા, પણ રૂઢીબન્ધનમા જ, કે નહી ? રૂઢીબન્ધનમાથી કોણ કોણ ને કીયા સુધારાવાળા છૂટયા ?

રૂઢીબન્ધનમાથી–સંસારના કાયદાઓમાથી–સંસારના Law and orderમાથી–સાંસારિક Discipline માથી કોણ ? અને ક્યહારે ? અને કેટલુ ? છૂટી શકે એ પણ સંસારશાસ્ત્રના મહાપ્રશ્ન નથી ? કેટલા સુધારાવાળાઓએ વિચાર્યો છે ? ‘ધાર્મીક–સાંસારિક બંડ’નો બોધ પ્રજાને બોધનારી School politics મા Law and order શીખવે છે, ને બોધે છે આટલે વર્ષે પામેલુ એ જ્ઞાન Social મા ઉતારે તો સારૂ

સાંસારિક નિયમોના વ્યક્તિગત કે સામુદાયિક, ‘સવિનય’ તો નહીં પણ નવલરામના શબ્દોમા ‘ગદ્ધાપચ્ચી-

સી'ના ભગ ગમે તેને ગમે ત્‍્હારે કરી શકે? આપણા રાજનીતિજ્ઞોએ તો સંજોગો તપાસવા, પ્રજાનો તાગ લેવા કમિટિ નીમી છે ભૂલ છે? જો કે પ્રજા-ઘણે ભાગે તો નપાસ થવાની છે, પણ સૂરતે તો ઝુકાવ્યું છે ને?—

નવલ મદ્યપાન સુધારાનું Baptism થયું ને મણિલાલના કાન્તા નાટકની સમાલોચનામાં 'હાલનો દારૂડિયો સુધારો' કહે છે ખોટું છે? મદ્યપાન ને માંસાહારમાંથી કેટલા આગેવાન સુધારાવાળાઓ-કે ત્‍્હેમના કુટુંબ-બચ્યા છે?

૧૮૮૧-૮૨માં પાકટ ઉમ્મરે નવલરામભાઈ કહે છે "દલપતરામ જેવાને હાથ હોત તો આમ થાત નહીં"

"દલપતરામ ને દુર્ગારામનો સુધારો ધીરો, દેશકાળને અનુસરતો, યોગ્ય શૈલીમાં, ખરી દેશદાઝનો, ને અભિમાનને ખાતર નહીં" એ નવલરામના શબ્દો સાહિત્યમાં, સંસારમાં, ધર્મમાં, Politics માં Law and order નો સિદ્ધાન્ત ખોટો નથી જ. Freedom ને તેમ જ એને નામે થતા અત્યાચારો ખોટા છે

૬. દલપત-નર્મદ

ક. ગયા ફેબ્રુઆરીમાં—ગઇ વસન્તપંચમીએ મુંબઇમાં દલપતજયન્તી, પારસી રાજકીય સભાએ ત્‍્હારે કહ્યું હતું: નર્મદને સંભાર્યો વિના દલપતજયન્તી અધૂરી છે

આજે કહું છું: દલપતરામને સંભાર્યો શિવાય નર્મદનું શ્રાદ્ધ અધૂરૂં જ રહે ને ત્‍્હેમાં ય આજ-ભાદ્રપદની

કૃષ્ણ તૃતિયા તો–નર્મદદલપત બન્ને–ય–ની શ્રાદ્ધતિથિ છે.

શંકરાચાર્ય ને મંડનમિશ્રના જીવન તદ્દન જૂદા પાડી કોણ શકશે ?

શંકર ભગવાન ને મંડનમિશ્રાચાર્યનો મહીષ્મતિ નગરીમાનો શાસ્ત્રાર્થ ને જ્ઞાનસ્પર્ધા સર્વવિદિત છે તે ઉભય મહાવિદ્વાનોના સામ્યધર્મનો કેટલાઓએ વિચાર કીધો છે ?

ખ દલપતનર્મદની સ્પર્ધા ઇતિહાસ જાણીતી સાક્ષરી, તેમ જ સુધારાની ઠરેલ નવલરામભાઈની યે તૂલા ત્‍હારે સ્થિર ન્હોતી રહી

૧૯૦૫ ની પહેલવહેલી સાહિત્ય પરિષદમા કાન્ત–રા રા મણિશંકર રત્નજી ભટ્ટે કહ્યુ હું–આ ભાષણકર્તા–એક મ્હોટો કવિ જાગ્યો છુ

૧૮૯૩ મા રા રમણભાઇએ ઉચ્ચાર્યું ગુજરાતી સાહિત્યના ખારા સાગરમા મીઠી વીરડી એક, રા નરસિંહરાવભાઇની કુસુમમાળા ભક્તકવિ તો એક, ભોળાનાથભાઈ, નરસિંહમીરાથી યે ચ્હડે.

એમ ૧૮૬૭ મા નવલરામભાઈ નર્મદની હારમા પ્રેમાનન્દ એક કાઇંક આવે તો ૧૮૭૦ મા અમદાવાદમા દલપતરામની પહેલી મુલાકાતનુ વર્ણન ૧૮૬૪ મા પ્રસંગ પ્રમાણે નવલરામના બે મત 'The Ahmedabad fellow of the old school', અને 'ગુજરાત પ્રાન્તના કવીશ્વર.'

દલપત શૈલીના યે પ્રસંશકો લગભગ એવુ જ કહેતા

કે દલપતરામ તો **न भूतो, न भविष्यति** એવા વચનો અસંશાત્મક, તૂલનાત્મક નહી

એક જ આંખે જોવાની ને એક જ છાબડે તોળવાની એ ભૂલો બે આંખે જોતા ને બે છાબડે સ્થિર તૂલાએ તોળતા એ સુધરે નવલરામે ને રા મણિશંકરે તો એ ભૂલો સુધારી છે

ગ સાક્ષરી સ્પર્ધાનો એક નમૂનો ' કીધા ઢાકણ કાચના ' ની પાદપૂર્તિ

દલપત ઘટમા જે ઘૂંટાય, છાનુ છેક રહે નહી,
એ બાકે દેખાય, કીધા ઢાકણ કાચના
નર્મદ જ્ઞાતિભેદ તોડવો, બાકી હવે એટલુ છે,
બારણાબ્હારીઓ થઇ, કીધા ઢાકણ કાચના

ઘ સુધારાની સ્પર્ધા નર્મદ સહુ ચલો જીતવા જ ગ,બ્યૂગલો વાગે,
યા હોમ કરીને પડો, ફતેહ છે આગે

એ ઉદ્‌બોધન છે, એ પ્રેરણાગીત છે, રોલીગીત ન ગણાવુ જોઇએ

દલપતરામ ધીરે ધીરે સુધારાનો સાર,
સજન ! સભળાવજો ધીરે ધીરે સુધારાનો સાર
માકડા લઈને માનવી બેઠો નાવમા દઇને નૂર,
ભડકાવે તો તે અભાગિયા પડે કૂદી પાણીને પૂર સજન વિ

કવિઓની વાણ ગમે ત્હારે ફળે વર્ષો પછી યે

મુબઈના ને ચૌરી ચોરાના તોફાનોમા દલપતનુ દાખ્યુ રાજકીય સુધારકોએ આજ—આટલે વર્ષે અનુભવ્યુ

ભલો ભાળી ઉપરનો આભાસ રૂપે નવ રાચિયે,
તેહેના ગુણનો કરીએ તપાસ સદા બુદ્ધિ સાચીએ.
કટકા કાચ બિલોરના રે સાકર સમ શોભાય,
ભોજનમા ભેળાવિયે તો તે ખાનારનો જીવ જાય રૂપે નવ રાચિયે

યૂરોપીય સુધારાનો ભરતખડને એવો દલપતભાખ્યો અનુભવ થયો એમ ગાધીજી ભાખે છે

ચ ૧૮૮૧–૮૨ મા સુધારા પરત્વે ને ૧૮૮૭ મા કવિતા પરત્વે નવલરામભાઈની તૂલા ઠરી ધર્મવિચારનો ઉત્તર લખતા સુધારા વિશેના વિચારોની નોધમા, અને નર્મકવિતાની પ્રસ્તાવનામા ગુજરાત એ આજ જાણે છે

છ દલપત–નર્મદના મતભેદો ઉપર એકદેશી ભાર બહુ મૂકાયા છે, સામ્ય કેટલાએ વિચાર્યા છે ?

દલપત–નર્મદના સામ્યધર્મ ન્હાના ન્હોતા, કે થોડા નથી

એક સામ્યધર્મ નવલે ભાખ્યો છે 'ક્યહારનુ સર્વાનુમતે' સિદ્ધ, આ જમાનાના કવિ બે જ, નર્મદ ને દલપત.

૧. રણુ તો ધીરાનુ, ધીરાનુ, નહીં ઉતાવળા–કાયરનું, રણુ તો નર્મદની શૈલી વર્ણવતા માત્ર 'યા હોમ' કેમ બોલાય છે ? ને આ પદ કેમ વિસારાય છે ? મનાય છે ને કહેવાય છે એટલો શૈલીભેદ ન હતો.

૨. બન્ને મહાન સસારશાસ્ત્રીઓ; સસારના રોગ પારખી ધનવન્તરીપણું, સસારવૈદ્યો, પોતાના યુગના યુગધર્મ

દાખવનાર, નર્મકવિતા ને દલપતકાવ્ય જાણે નવયુગના યુગધર્મની યુગસ્મૃતિઓ નવજીવનની મહાગંગા ત્ય્હાંથી પ્રગટી, એ ગંગોત્રી ને એ જન્મોત્રી

૩ બન્ને અખંડ દેશહિતચિન્તક ને દેશસેવક, ગુજરાતના First great full-time social servants લોકસેવા, દેશદાઝ, એમના જીવનમન્ત્રો

૪. બન્નેની સાક્ષરતા ને સાક્ષરજીવનની ભાવના એક, Art for Art's sake નહીં, પણ Art for a Purpose, દેશોદ્ધાર માટે સાક્ષરતા, લોકહિતાર્થે સાક્ષરજીવન Poetry with Purpose. રુચિ નહીં, દેશકલ્યાણ મનગમતા ગીતો ગાવાને કવિતા નહી, લોકહિતના ગીતો ગાવાને માટે કવિતા, હેતુ પુરસ્સર કવિતવિધાન

૫. બન્ને યે સાહિત્યના સંન્યાસીઓ

આજે બાગો, નોકરી તજી, નિવૃત્તિનિવાસ કીધો, વકીલાત છોડી અમદાવાદમા તો પાટિયા યે ઉતર્યા નથી, ઝભ્ભા યે ટળ્યા નથી, સણુદે પાછી નથી ગઈ બાહ્યાચાર થયો છે, વકીલી ને વકીલીની લાલસા ને ભાવના નથી ગયા; ને એ ગુજરાત પ્રાન્તના અસહકારના–સત્યાગ્રહના નેતાઓ ! ગાંધીજીને એવા બાહ્યાચારના ઢોંગ જોઇતા હતા ? કે Change of heart ? ( આ લખાયા પછી છેલ્લા એકાદ વર્ષમા અમદાવાદના વકીલાત છોડેલા પાંચેક વકીલોમાથી ત્રણે વકીલાત પાછી શરૂ કરી છે )

સાહિત્યના એ ગ્રહસ્થસંન્યાસીઓમાથી દલપતરામે દોઢેક વર્ષ સરકારી નોકરી કરી, પછી સદાની તજી, ને ગુ વ સો. ની સાહિત્યસેવામા જીવન, નર્મદે ૨૪ વર્ષ નોકરી તજી સાહિત્યસન્યાસ, છેવટે ગોકળદાસ તેજપાળ બોર્ડિંગના સુપરિન્ટેન્ડન્ટ

દલપતનર્મદને પગલે મહાત્માજી, કેટલાક વર્ષો બેરીસ્ટરી કરી સદાની છોડી. ગાધીજીની ગુજરાતની છાવણીમા બેરીષ્ટરી–વકીલાત સદાની છોડનારા કોણ કોણ ? ને કેટલા ?

બધે યે સારા તો થોડાક જ હોય છે ને ? છતાં ગુજરાતમા તો એવો કોઇક જ.

જ દલપતનર્મદ આખરે મળ્યા, જીવનના સધ્યાકાળે એમનો સગમ. એ સગમકથા કેમ થોડા જાણે છે ? કે કહે છે ?

એ સગમ સૂરતમા જ થયો, આ પ્રયાગમા જ ગગા-જમનાના એ પૂર મળ્યા નર્મદનુ સરસ્વતીમન્દિર સ્થપાયું ત્ય્હારે દલપતરામની કવિતા દલપતકાવ્યમા તે છપાઈ છે

દલપતરામના જેષ્ટ પુત્રનુ, મ્હારા સૌથી મ્હોટા ભાઇ મોહનલાલનુ લગ્ન અહી સૂરતમા. જાનનો જાનીવાસો ને જાનનો માડવો કવિને ત્ય્હા હતા, વ્હેવાઈ તરફથી પ્હેરામણીની પાઘડી યે પહેલી કવિને

સૂરતમા કવિ એટલે નર્મદ, અમદાવાદમા કવિ એટલે દલપતરામ.

બન્ને ગુર્જરનૌકાના સૂકાનીઓ હતા કોલમ્બસની પેઠે નવયુગના મહાસાગરમા નવનવા માર્ગ યથાશક્તિમતિ ખેડતા-ખેડાવતા

એક સેનાધિપતિ હતા, એક સેનાધિપતિઓનુયે સારથીપણુ કરતા

**૭ એ સસારપ્રશ્નો**

ક આજે ક્યા છે એ સૌ? Social Reformના એ Moderates કે extremists? Rationalists, કે nationalists?

ધાધલિયા કે ધીરા? ઉચ્છેદક કે સરક્ષક? નવીનો કે સનાતનીઓ? ૧૮૪૦ થી ચર્ચાતા એ સસારપ્રશ્નોનો નિવેડો આવી ગયો છે કે? પોણોસો એશી વર્ષે યે શુદ્ધ કે મદ્યમાસવર્જીત-સસારસુધારાના પગલા ગુજરાતમા કેટલા ભરાયા?

જાદુકપટ પ્રકાશથી દુર્ગારામે કામણ ટૂમણ મૂઠ જાદુને ઈતિહાસવાસી કીધા. ભૂતનિબન્ધથી દલપતરામે વ્હેમયવનને ભગાડયો

સસારપ્રશ્નોનો એવો નિર્ણય થઈ ગયો છે, કે નહીં?

ખ સસારમા ને ધર્મમા તો સ્વરાજ્ય છે ને? સ્વરાજ્યભર્યો સસાર સિધ્ધો ચાલે છે? પોણોસો વર્ષે યે, સસારમા સ્વરાજ્ય છતા, સસાર સુધારી રહ્યા? કેટલો સુધાર્યો? ગુજરાતમા કેટલા ધર્મમન્દિરોમા કોર્ટના રિસીવરો બેઠા છે? વિચાર્યુ છે?

એ સંસારપ્રશ્નોના ઉકેલ ક્યહારે લાવશો ?

દલપતે—નર્મદે દાખવેલા ઉકેલથી અન્યથા ઉકેલ કોણે શા દાખવ્યા ?

દલપતકાવ્ય ને નર્મકવિતા આ નવયુગના યુગધર્મની આદ્યસ્મૃતિઓ છે

ગ. નવલરામભાઇનો લેખ શું સુધારો નિષ્ફળ ગયો છે ? ઉત્તરમાં નવલરામભાઇ લખે છે "સુધારાનો મન્દ મન્દ પણ સતત પ્રવાહ ચાલ્યો જાય છે. પણ તે દેશકાળને પ્રતાપે, સુધારાવાળાના જોરથી નહીં"

ખરૂં છે પ્રાયશઃ સુધારો નિષ્ફળ ગયો નથી, સુધારાવાળા નિષ્ફળ ગયા છે

સુધારાની એ ભાવનાને આર્યભાવના ઉપર engraft કીધે હજી સફલ થાય

નિષ્ફળ જવાનું કારણ ? કારણો નવલરામભાઇએ કહ્યા છે. 'હાલનો દારૂડિયો સુધારો' 'મદ્યપાન એ Baptism થયું' દેશે જાણ્યું કે 'આ તો દુશ્મનો જ ઉભા થયા છે' મદ્યપાન, માંસાહાર,–'છાકટપણું' ને 'પોશાકની વિચિત્રતા', એવા કારણો સાથે નવલરામભાઈ તો 'વ્યભિચાર' પણ ઉમેરે છે.

હિન્દુ રૂઢીઓને બદલે યૂરોપી રૂઢીવશ જીવનવિધાન. એ સંસારસુધારાના પાયા કરી ઉપર સુધારાના મહેલ માંડયા મંડાશે ?

કેટલાક સુધારકોના જીવનક્રમ જૂના માણસોના બોલ ખરા પાડે છે ‘એ તો સુધરી ગયો છે’—અર્થાત બગડી ગયો છે ‘કિરસ્તાન થઇ ગયો છે’ ‘ઘરમા ઓઢદેમ પેઠુ ’

આર્યસસ્કારવન્તો સુધારો ખોટો નથી કેટલાક આગેવાન સુધારકોના જીવન ને કુટુબજીવન ખોટા છે ધર્મ-વિચારમા નર્મદે સુધારાની ઉણપો પૂરી છે. નર્મદજીવનના બન્ને યુગના સરવાળાબાદબાકીથી સાચ્ચો—શુદ્ધ સુધારો તારવાશે

દેવ સાચ્ચા છે, અગ્રણી પૂજારીઓ સાચ્ચા નથી

નવલરામભાઇની પરીક્ષા, એ સસારસમીક્ષા, મુખ્ય-ત્વે સાચ્ચી નથી એમ ગોવર્દ્ધનરામભાઈ તો નવલજીવનમા કહેતા નથી

૮ ઉપસહાર મહાપુરુષ ગુજરાતના નવયુગનો

નર્મદ Great as a poet Greater as a social thinker Greatest as a man.

વીર નર પ્રેમશૌર્ય એની વીરહાક

ક નવયુગના છેલ્લા ૭૫ વર્ષમા ગુજરાતમાના કેટલાને વીર નર કહી શકાશે ? શ્રી કૃષ્ણે અર્જુનને ‘નરપુગવ !’ ‘ભરતર્ષભ !’ સમ્બોધેલ છે પોણોસો વર્ષમા કેટલા ગુજરા-તીઓને એમ ‘બલધારી’ કહી સમ્બોધી શકાશે ? ગુજ-રાતમા નવયુગના નર્મદ જેવા યે ન્હાનકડા અર્જુન કોણ ?

ગુજરાતમા નવયુગનો એ મહાપુરુષ

ખ કઠોપનિષદની શિક્ષાવલ્લીમા ઋષિમુનિતપસ્વીઓએ કહ્યુ છે કે અમારા યે સુચરિત હોય તે લેજો, न इतराणि.

નર્મદની યે જીવનની વિચારની કવિતાની ભૂલો ન હતી એમ નથી નવલરામભાઇના ઉતારાઓમા એમાની ઘણીખરી કહેવાઇ ગઈ છે નર્મદના યે સુચરિત લેવાના, न इतराणि.

જમે ઉધારની બાદબાકી પછી પણ સરવાળે નર્મદ મનુષ્ય તરીકે મહાવ્યક્તિ

ગ સસારને હલમલાવનાર Great power મહાશક્તિ. કોઈ વાર સસારને હલાવી જોયો છે? આ ભીંતને તો હલાવો ડુગરને તો ક્યહા હલાવીએ? સસારની પર્વતમાળને યે જે ને તે હલમલાવી શકતા નથી

ઘ. કોઈ પણ ન્હાનો કે મ્હોટો સાચ્ચો કવિ સ્વદેશાભિમાન વિનાનો જાણ્યો છે? હોમર કે મિલ્ટન કે શેકસપિયર કાલિદાસ, ચન્દ બરદાઇ, કે ભૂખણ બાયરન કે શ્રી હર્ષ ફિરદોસી કે ડાન્ટે દલપત કે નર્મદ

નર્મદ Great patriot—મહાદેશપ્રેમી

સૂરતીઓ! ત્હમારા ઈતિહાસથી મગરૂર થાવ 'સ્વદેશાભિમાન' શબ્દ સૂરતમા ઘડાયો છે, ત્હમારા વીરપુત્ર નર્મદે ગુજરાતી શબ્દકોષમા ઉમેરેલો છે

ય ટેકી, બહાદુર, સાહસિક, નીડર, એ વિશેષણોના Import—અર્થસંદર્ભ આપણે સ્હમજીએ છીએ ! એ ભાવ અનુભવ્યા છે ?

એ ભાવનાના મૂર્તસ્વરૂપના–ગાંધીજીના દર્શન તો સહુએ કીધા છે

શિશોદિયા અટકા હતા, સ્પાર્ટનો એવા હતા ૨૪ વર્ષનું નર્મદનું સાહિત્યસંન્યાસનું વ્રત આપણે નોકરીમાં ઉછરેલા એ વ્રત–એ અટકાનો ટેક–શું સ્હમજવાના હતા ?

એ કેસરીને કાંધ પડી નહતી, છેવટે–જીવનના સૂર્યાસ્તસમયે ઘરડા સિંહને પાંજરે પૂર્યો સ્હામા પૂરે તરનારો નર્મદ નર હતો

નવલરામ સમયમૂર્તિ કહે છે, એ સમય–એ યુગ પૂરો થયો છે ? એ સંસારપ્રશ્નોનો નિવેડો આવી બીજો યુગ મંડાયો છે ? નર્મદ આપણા યુગની સમયમૂર્તિ, આપણા યુગનો મહાપુરુષ

નર્મદને જન્મ્યે ૮૫ વર્ષ વીતી ગયા, નર્મદને દેવ થયે ૬૫ વર્ષ આથમી ગયા ગુજરાતી સાક્ષરતામાં બીજો નર્મદ પાકવો બાકી છે

સૂરતનો એ સ્પાર્ટન, સૂરતનો એ શિશોદિયો, સંસારના રણસંગ્રામનો એ મહાયોધ,

જનની ! જણ તો ભક્તજન, કાં દાતા, કાં શૂર,

નહીં તો રહેજે વાઝણી, મત ગુમાવીશ નૂર

અહોભાગ્ય સૂરત ! ત્હારૂ એ શૂર પુત્રને જન્મ આપી સૂરત ! ત્હેં ત્હારૂ નૂર રાખ્યુ છે

એ સંસારયોધનુ આજે શ્રાદ્ધ સૂરતે સંગાવ્યુ, ને મ્હારી શ્રદ્ધાંજલિ સમર્પુ છુ

છ શુ જોશો તનની છબિ ? ત્હેમા નથી નવાઇ,
નિરખો મુજ મનની છબિ, ભલા પરીક્ષક ભાઇ !

**દલપતકાવ્ય**

નર્મદનો કીર્તિસ્થંભ આ છબિ ઉપર નથી, કે મ્હારા–ત્હમારા ગુણગાન ઉપર નથી દેવમન્દિરના ત્રણ શિખરો સમા નર્મગદ્ય નર્મકવિતા નર્મકોષ નર્મદના એ ત્રણ અમર કીર્તિશિખરો.

શિવજીને ત્રણ પાંખડીનુ બીલી પત્ર ચ્હડે છે, નર્મદને શિરે યે નર્મગદ્ય નર્મકવિતા નર્મકોષ એ ત્રણ પાંખડિયાળો સાહિત્યમુગટ ચિરંજીવ વિરાજે છે

નર્મદનુ આયુષ્ય પચાશેક વર્ષનુ હતુ, નર્મદનુ કીર્તિ-આયુષ્ય ગુજરાતી ભાષાના આયુષ્ય જેટલુ તો છે જ.



# પ્રેમાનન્દ

---

વડોદરાના સાહિત્યરસિક નરનાર !

ધન્ય ભાગ્ય વડોદરા રાજ્યના, કે જ્હા પ્રેમાનન્દ-દયારામ અવતર્યાં

ધન્ય ભાગ્ય વડોદરાવાસીઓના, કે એમને સ્વમુખે કાવ્યો સાભળ્યા

ધન્ય ભાગ્ય તમ જેવા ત્હેમના સન્તાનોના, કે પૂર્વજનુ ને ત્હમારૂ સાહિત્યઋણ આમ કાંઇક વાળો છો

આજે વડોદરાના રસરાજવીનો વાર્ષિક મહોત્સવ છે, આજે વડોદરા પોતાના રસદેવનુ પર્વ ઉજવે છે

એ રસપૂજાના તમ સમારભમા મ્હને ન્હોતર્યો, ને અધ્વર્યું સ્થાપ્યો, ને આ પૂજાપ્રસગ આપ્યો, તે માટે આભારી છુ

રસપૂજનના આજના સમારભમા મ્હારો પૂજાપો યે ધરૂ છુ.



પ્રેમાનન્દપારંગત સાક્ષરતાનો મ્હારો દાવો નથી એ રસદેવના એક પૂજારી તરીકે આવ્યો છું

મામેરૂ, સુદામાચરિત્ર, નળાખ્યાન, દશમ-ભાષાન્તરનો ભાગ, ઓખાહરણ પ્રેમાનન્દના ને ગુજરાતના સર્વશ્રેષ્ઠ લાંબાં કાવ્યો માનું છું

હોંશથી ભણાવ્યાં છે, ઉમંગથી જાહેર વાચન આપ્યાં છે ભાવનગરમાં, અમદાવાદમાં, મુંબાઈમાં.

બે પ્રેમાનન્દયાત્રાઓ યે કીધી છે એક લલિતજીની સંગાથે, એમણે પ્રેમાનન્દની ખડકીનાં મ્હને દર્શન કરાવ્યાં હતાં· વડોદરા સાહિત્યસભાની પ્રેમાનન્દજયન્તીની પ્રવૃત્તિઓ વર્ણવી હતી

બીજી વધારે અંગત ને દીર્ઘ સમય પહેલાની બહુચરાજીનું મન્દિર ને કામનાથ મહાદેવનું દેવાલય—પ્રેમાનન્દના પ્રિય દેવસ્થાનો, અને જ્ય્હાં ત્હેમને સિદ્ધ મળ્યા હતા, ત્હેમનાં દર્શને ગયો હતો કામનાથની એ યાત્રા ન ભૂલાય ત્હેવી હતી શેઢીની બ્હેન સરિખડી ઊંડી સાંકડી વંકવોળામણી વિશ્વામિત્રીની ઉંચી ભેખડ સમીપમાં તુલસીક્યારાઓ ને કામાટી બાગને સ્હામે કાંઠેથી આવતા સિંહનાદ

એ મન્દિરમાં પ્રેમાનન્દનો કેટલોક પાઠ કીધો હતો

ત્હમે પ્રેમાનન્દના હમવતની છો આજની રસપૂજામાં ત્હમારા જેટલો મ્હારો હક ન હોય છતાં મ્હારી ફરજ વિશેષ સ્હમજું છું કારણ કે હું પ્રેમાનન્દનો મહાઋણિ છું.

**પ્રેમાનન્દનો દેશકાળ:**

ગુજરાતી સાહિત્યમા એ સામળ-પ્રેમાનન્દનો યુગ હતો ભારતમા એ મહાપુરુષોનો યુગ હતો. ઔરંગઝેબના છેલ્લા દિવસોમા મુગલાઇ ઉથલી પડતી હતી, હિન્દુપત સ્થાપવા શિવાજી મહારાજ મથી રહ્યા હતા

પ્રેમાનન્દના જન્મમરણની તિથિઓ ઉપલબ્ધ નથી: જયન્તી ઉજવવાને યે કો કાવ્યની તિથિ લેવી પડે છે. દેશકાલ માટે યે એ જ તિથિઓ

કો નવઇતિહાસશાસ્ત્રી હો તો મ્હને ક્ષમા કરશો. મ્હને તારીખોનો શોખ છે ન્હાનપણથી ગોખતો ને ગોખાવતો આવ્યો છુ, જો કે ઘણી ભૂલુ યે છુ.

ઇતિહાસ શીખવવાનુ અવળુ સૂત્ર, તારીખો ન ગોખો; એ ખોટુ સૂત્ર તારીખો વિનાનો ઇતિહાસ એટલે mile stones ( માઈલ સૂચક પથરા ) વિનાનો રાજમાર્ગ. તુલનાત્મક ઇતિહાસનો અભ્યાસ Comparative history અને Advanced comparative studies ને માટે તારીખો indispensable-

સાલવારી માત્ર ન ગોખતા પણ સાલવારી ન જ ઓખાવનારા ઇતિહાસશિક્ષકો સાચ્ચા તો નથી જ એમનું શિક્ષણશાસ્ત્ર અપૂર્ણ છે.

પ્રેમાનન્દની જીવનકથામા નીચેની તારીખો ઇતિહાસસિદ્ધ,

સ. ૧૭૩૮ ઇ સ ૧૬૮૨ સુદામાચરિત્ર રચ્યુ
સ, ૧૭૩૯ ,, ૧૬૮૩ મામેરૂ રચ્યુ આસો સુદ ૯
સ ૧૭૪૨ ,, ૧૬૮૬ નળાખ્યાન
} બૃહત્ કાવ્ય દોહન, ભા ૧ લો

કાઈ આધાર નથી, પણ એ વખતે કવિની મધ્યાવસ્થા એટલે ૩૫—

૪૦નું વય અનુમાનિયે, તો સ ૧૭૦૦, ઇ સ ૧૬૪૪ ની આસપાસ જન્મ સ ૧૭૭૦, ઇ સ ૧૭૧૪ ની આસપાસ મૃત્યુ
} અનુમાને ૭૦ વર્ષનુ આયુષ્ય, કોઇ ૯૯ નુ ભાખે છે

શિવાજી મહારાજ ને શાહનશાહ ઔરંગઝેબના પ્રેમાનન્દ સમકાલીન હતા

સરકારી વાચનમાળાના પાઠમા લખ્યુ છે કે ‘ પ્રેમાનન્દનો સ્વર્ગવાસ સ ૧૭૯૦ મા થયો કહેવાય છે ’ ઇ સ. ૧૭૩૪ મા, ‘ આ હિસાબે તે લગભગ સો વર્ષ જીવ્યા. ’ સંભવિત છે આજના આપણા અલ્પઆયુષ્યો કદાચ ન યે માને

૧૬૮૩ મા ૬૫ વર્ષની વયે દક્ષિણ જીતવા ઔરંગશાહે દીલ્હી છોડયુ

ઔરંગશાહનો જન્મ ઇ સ. ૧૬૧૮, દોહદમા.

મૃત્યુ, ઇ સ, ૧૭૦૭, અહમદનગરમા, ૮૯ ની વયે

શિવાજી મહારાજનો જન્મ ઇ. સ ૧૬૨૭ માં;

મૃત્યુ ઈ. સ ૧૬૮૦, ૫૩ ની વયે મહાપુરુષોનો એ યુગ હતો

રાજસ્થાનમા જોધાણુનાથ જસવન્તસિંહ, ને વીરપુત્ર દુરગદાસજી.

ઉદયપુરમા રાણો રાજસિંહ, ને રૂપનગઢની રાજકુમારી વીરમતી

જયપુરમા મહારાજા જયસિંહ.

પંજાબમા ગુરુ ગોવિન્દસિંહ

દક્ષિણમા શિવાજી મહારાજ, હેમનુ શૂરમંડલ, કવિ ભૂખણ

કદાચ ઔરંગઝેબની ગુજરાતની સૂબાગિરિ ન્હાનપણમા કવિએ જોઈ હોય

૧૬૬૪ ની ને ૧૬૭૦ ની સૂરતની બે લૂટોમાથી એકાદ દીઠી યે હોય

સૂરત એટલે મુગલાઈનુ મુબઇ અને મક્કાદ્વાર, સૂરતને લૂટવુ એટલે ગુજરાતને લૂટવુ એમ શિવાજી મહારાજને ન હતુ; ગુજરાતમાની મુગલાઈને લૂટી હતી.

સૂરતની લૂટોથી કંટાળી ૧૬૮૩ મા ઇંગ્રેજ કંપનીએ સૂરત ખાલી કર્યું, ને મથક મુબાઈમા માડ્યુ. ૧૬૮૭ માં કંપનીએ પોતાના રૂપીઆ પાડ્યા

૧૬૮૩ મા ૬૫ વર્ષની વયે ઔરંગશાહ દક્ષિણ જીતવા

નીસર્યો, દિલ્હીને બાદશાહીસૂની કીધી, ૨૪ વર્ષની શેષ જીદગીમા કે મૃત્યુ પછી યે પાછી દિલ્હી ઔરગશાહે ન દીઠી; દક્ષિણમા જ દટાયા.

૮૦ વર્ષના વૃદ્ધ બાદશાહને સેનાધિપતિત્વ કરતા પ્રેમાનન્દે દીઠા યે હોય

૧૬૮૮ મા બીજા જેમ્સને ઇગ્લાડે પદભ્રષ્ટ કીધો, ત્રીજા વિલિયમને પરદેશથી ન્હોતરી સિહાસને સ્થાપ્યો Bloodless Revolution, Bill of Rights વિ. વિ ઇગ્લાડમા બનતું હતુ

હિન્દના ઇતિહાસમાનો મહાપ્રસગોનો તે યુગ હતો- મુગલાઇ પડુ પડુ થતી ડોલતી હતી શિવાજી ને શિવરાજનો સઘ સિહાદ્રિમાલામાથી ગાજતો મહાભારત પ્રસગો બનતા હતા મહારથીઓ ઘૂમતા હતા મહારાજનીતિજ્ઞો ઇતિહાસની શેતરજ ખેલતા હતા

ગુજરાતમા સૂબાની સેનાઓ ઘૂમાઘૂમ કરતી, ને હમલા થતા



વડોદરામા જન્મ વીરક્ષેત્ર વડોદરૂ, ગુજરાત મધ્યે ગામ. × ×

ઉદર નિમિત્તે સૂરત સેવ્યું ને ગામ નદરબાર.

એ ત્રણ શહેરોમા પ્રેમાનન્દ રહ્યા હતા.

નંદરબાર તો ગુજરાત ખાનદેશ મહારાષ્ટ્રના તરભેટાને સીમાડે સૂરતથી બરહાનપુર તાપીને તીરે બરહાનપુરમાં દક્ષિણમાંની મુગલાઈની રાજધાની ત્ય્હાં સુલતાન પરવીઝના સર ટોમસ રોને દર્શન થયેલા ગુજરાતના સુલતાનોને નંદરબારના રાજાઓ સાથે વારંવાર યુદ્ધ

ને વડોદરા? વડોદરાવાસીઓને વડોદરાનું ભૂગોળમાંનું સ્થાન સ્હમજાવવાનું?

વડોદરા એટલે તો ગુજરાતના ઇતિહાસમાં ગાયકવાડ મહારાજની રાજધાની ને પ્રેમાનન્દનું વતન ત્હેમાં યે ઐતિહાસિક ક્રમ જ સાચ્ચો

ઉપરાંત વડોદરાની Stratagic position નિત્યપરિચયથી ભૂલાયેલી

ગુજરાતની ચતુર્દિશા પશ્ચિમે સાગરની પાળ દક્ષિણે તાપી નર્મદા ને મહીના જલકોટ ઉત્તરે રણ ને પર્વતમાલાઓ, જોધપુર ઉદયપુર ડુંગરપુર વાસવાડાની ઢાલો

પૂર્વ દિશા એક જ વણરક્ષી ત્ય્હાં ગુજરાતની દુર્ગમાલા અન્દર-ભીતરમાં વાત્રક કાંઠાના મહમ્મદ બેગડાના બાર ન્હાના કિલ્લાઓ બહાર ઝાલોદ દોહદ ચાંપાનેર ડભોઈના કિલ્લાઓ

ગુજરાતમાંથી માળવાને માર્ગે ઝાલોદ, દોહદ

ગુજરાતમાંથી દક્ષિણમાં જવાના બે ઘાટ રાજપીપળાના ડુંગરોમાં થઈને, અને નાસિક-ત્ર્યંબકનો ઘાટ, ડાંગ વીંધીને, બાગલાણના થઇને, વાસદાને માર્ગે

દક્ષિણમા જવાના એ બન્ને ઘાટના માર્ગમા વડોદરા આવેલુ છે.

વડોદરેથી ભરૂચે જવાતુ, સૂરતે જવાતુ

ગુજરાત ને દક્ષિણના ધોરી માર્ગમાં વડોદરા અકબરશાહ ને ત્હેની યે પહેલાના સમયથી આવેલુ છે અકબરશાહ શાહજહાન ઔરંગઝેબના એ રાજમાર્ગ છેલ્લા બે બાદશાહોના જીવન ત્હ્યા ઘડાયા અમદાવાદથી મુગલ સૂબાના સૈન્ય વડોદરે થઇને દક્ષિણમા જતા આવતા

ડભોઇ ખરૂ, પણ ચાપાનેર પડતા વડોદરાનુ મૂલ્ય વધ્યુ.

પેશ્વાઇમા ગાયકવાડ સરકારે તો તેને રાજધાની કીધી

અકબરશાહના સમયમા વડોદરા સરકાર—જીલ્લો હતો ૯૦૦ ઘોડેસ્વાર, ૫૮૦૦ પાયદળ એનુ લશ્કર હતુ

ખભાત ચાપાનેર ડભોઈ ભરૂચની વચ્ચે નર્મદા મહી ખભાતના અખાતની મધ્યમા ચરોતર ને કાનમને સીમાડે વડોદરા શોભતુ

મહીના કોતરોમા, ઝાલોદચાપાનેરના વનમા, રાજપીપળાના ગિરિકન્દરોમા બાદશાહ હાથીની શિકારગાહે જતા. એ હાથીઓના ઝુંડો ગુજરાતમાથી ક્ય્હા ગયા? ક્ય્હારે ગયા?

પ્રેમાનન્દે વારવાર વર્ણવેલુ ‘વીરક્ષેત્ર વડોદરૂ’ વીરક્ષેત્ર જ હતું આવા યુગમા ને આવા નગરોમા પ્રેમાનન્દનો વાસ હતો.

**પ્રેમાનન્દની જીવનકથા.**

જીવનકથાના થોડાક પ્રસગો જણાયા છે, ને તે સર્વવિદિત છે

પિતા કૃષ્ણારામ ગુરૂ રામશરણ, પાટણ તરફના નાગર

જ્ઞાતે ચોવીસા બ્રાહ્મણ ગુરુની સગાથે દેશાટણ કીધેલુ

માતાપિતા ન્હાનપણમા ગુજર્યે માશીને ત્ય્હા ઉછર્યો

દલપતરામની પેઠે પ્રથમ કવિતા વ્રજ ભાષામા, ગુરુબોધથી ગુજરાતીમા કરી

નદરબારના રાજાનો કે રાજકુમારનો કાઇક આશ્રય હતો

કામનાથ મહાદેવમા કે બહુચરાજીના મન્દિરમા, કે એટલામા આસપાસ સિદ્ધ ગુરુજીનો મેળાપ ને ગુરુસેવા થઇ હતી

વડોદરામા જન્મ ઉદર નિમિત્તે સૂરત સેવ્યુ, ને ગામ નદરબાર

પ્રેમાનન્દની ખડકી આજે યે વડોદરામા છે

દાણલીલા, વિવેક વણઝારો, શામળશાહનો વિવાહ, ભ્રમરપચ્ચીસી, હુડી, શ્રાદ્ધ, સ્વર્ગની નીસરણી એ ગુજરાતપ્રખ્યાત ન્હાના કાવ્યો છે

મામેરૂ, સુદામા, ઓખાહરણ, નળાખ્યાન, રણયજ્ઞ, અભિમન્યુઆખ્યાન, દશમ એ મ્હોટા ને સારા કાવ્યો છે.

ભાઇ ભાનુસુખરામ સાચ્ચુ કહે છે કે 'પ્રેમાનન્દનો દશમ સ્કન્ધ કવિના મહાન ભાષામેધ યજ્ઞની પૂર્ણાહુતિનો ગ્રન્થ હતો '

પ્રેમાનન્દે અધૂરો મૂક્યો, શિષ્ય સુન્દરે પૂરો કર્યો.

ઉત્તરાવસ્થામા પ્રેમાનન્દે ઘૃતચરિતા ચલાવી રે, પ્રભુએ ખાધી સાકરપાજ એમ વલ્લભ કહે છે તે ઉપરથી છેવટે પૈસેટકે તે સુખી થયા હતા એમ જણાય છે.

પ્રેમાનન્દજીવનકથાના આટલા પ્રધાન પ્રસગો આ પ્રેમાનન્દજીવનકથામા પાચ-છએક વાતો તરી આવે છે.

૧, મુસાફરી ૨, ગુજરાતનુ ગૌરવ

૩, પુરાણીઓના ઝગડા, ૪, પ્રેમાનન્દસપ્રદાય

પ્રેમાનન્દ–સામળનો ઝગડો

૫, કવિનો વિનય ૬, કવિના કાવ્યોનો ગુજરાતમા આદર. એ મુદ્દાઓ જરા-જરા વિચારી જોઇએ

૧ મુસાફરી **देशाटन पण्डितमित्रता च**, પ્રેમાનન્દ, દયારામ, અખો, મીરા યાત્રાળુઓ હતા નવીનોની મુસાફરી કેવી ને કેટલી ?

રેલ્વેમા એટલે જ્યહા જાઓ તે જૂઓ પન્થના ગા-મોનો અનુભવ જ નહી અને કેટલા ગામો જઇએ ને જોઇએ છીએ ?

પઢિયાર એક હતા, તે ભમતા

પચાસર છે કેટલા સાક્ષરોએ જોયુ છે? મે જ પાટણ કે દ્વારિકા નથી દીઠા મહેમદાવાદ મહિનાક ઉપર

જોયુ ગુજરાત પણ કેટલા ગુજરાતી સાક્ષરોએ જોયું છે ?
ઘણુ ગુજરાત મ્હે જોયુ છે, પણ ઘણુ હજી નથી જોયુ

૨ પ્રેમાનન્દનુ ગુજરાતનુ ગૌરવ

નવા યુગના ગુજરાતના એક 'દેવી' છે એમણે મ્હને એક વેળા કહ્યુ કે 'હુ ગુજરાતી પુસ્તકો ખરીદતી નથી, પણ આ વખતે ત્હમારા પુસ્તકો લાવી છુ ' મે કહ્યુ ઉપકાર સ્વદેશીનુ કામ ગુજરાતમા કરવુ છે, ને 'હુન્નરખાનની ચ્હડાઇ' ની વાત કરી ત્હારે જાણ્યુ કે એ નામનુ કાવ્ય હસ્તીમા છે

ગુજરાતી ભાષાના જ્ઞાનનો ને ગૌરવનો એ એક નમૂનો

નવા જમાનાના ગુજરાતના ઘણાખરા એવા 'દેવ' ને એવી 'દેવીઓ'

૩ સામળ–પ્રેમાનન્દનો ઝગડો જૂના યુગમા મડાયો હતો, નવા યુગમા યે જામ્યો હતો

પુરાણીઓના ઝગડા એ તો થવાના જ, બુદ્ધ ભગવાને પ્રાકૃતમા ઉપદેશવાનુ આરભ્યુ ત્હારથી થાય છે વૈયાકરણીઓ પોકાર પાડવાના જ, ને કવિઓ, કાલિદાસ ને શેક્સપિયર વિ સમર્થો, નિયમો ઉલઘવાના જ સિહના વાડા ન હોય એ જે માર્ગે વિચરે ત્હા વાટ પડે એમા તો અખાની ને દયારામભાઇની વાણી ગુજરાતે ઝીલેલી છે

ભાષાને શુ વળગે ભૂર ? જે રણમા જીતે તે શૂર.

સસ્કૃતથી શુ આવી ગયુ ? ને પ્રાકૃતથી શુ વણસી ગયુ ?

સંસ્કૃતની અવજ્ઞા કરવાની નથી સંસ્કૃતિયાઓનો ડોળ તો ઇષ્ટ છે નહી દયારામભાઈ કહે છે

શું જાણે વ્યાકરણી? વસ્તુને શું જાણે વ્યાકરણી? Formal–રૂપસિદ્ધિનું વ્યાકરણ ને વસ્તુસિદ્ધિનું વ્યાકરણ એ બે નિરાળા જ વસ્તુવ્યાકરણકારોનો દેશ જ અનોખો.

૫ કવિનો વિનય તે તો સર્વવિદિત છે આટઆટલા ભગીરથ પ્રયત્નો ગુજરાતી ભાષાને માટે કર્યા છતા પાઘડીની બાધા ન મૂકી કે પોતાને કવિ નથી કહ્યા. મ્હાના સાદા ભટ પ્રેમાનન્દ રહ્યા

૬ કવિના કાવ્યોને ગુજરાતે ભાવથી વધાવી લીધા, કથાઓ માંડી ચૈત્રી શુક્લ પક્ષમા ઓખાહરણ વર્ષામા દશમ સ્કન્ધ, અને સીમન્ત પ્રસંગે મામેરૂ, સુદામાચરિત્ર, સુભદ્રાહરણ, નરસિંહ મહેતાની હુંડી, વિવેક વણઝારો, સ્વર્ગની નીસરણી ગામોગામ ગવાય છે નવયુગના કોઈ કાવ્યની કથા મંડાઈ હોય તો કં દ ડા ના વેનચરિત્રની· સુધારાનુ પુરાણ

પ્રેમાનન્દનો સંપ્રદાય

પ્રેમાનન્દનુ વિશાળ ને અદ્વિતીય શિષ્યમંડળ પુરુષો તેમ જ સ્ત્રીઓનુ વિચારતા જૂના કે નવા કોઇ આપણા આક્ષરનુ એવડુ શિષ્યમંડળ જાણમા નથી.

વલ્લભનો સવૈયો છે

છે નવ દાસ, અને ભઈ ચાર જ,
રત્ન ભલા દ્વય શિષ્ય કહાવે,
છે ભવ રાશ, અને બઈ બાર જ,
રત્ન મળ્યા ક્ય વિશ્વ વહાવે,
છે વીર પચ જ, જી ગણિયે ત્રણ,
નદ ચતૂરનુ નામ સુહાવે,
છે વીર વલ્લભ, શે ભણિયે ગણ ?
એક જ પ્રેમનુ નામ પુહાવે
૧૦૦ શિષ્યોનુ મડળ કહેવાય છે
પર મુખ્ય વીરો ત્હેમા ૧૨ ગુજરાતણો

વીરજી, રત્નેશ્વર, વલ્લભ, સુન્દર, દ્વારકાદાસ પ્રિય શિષ્યો હતા

વિધવિધ રસના કાવ્યો રચવા શિષ્યોને સોપાતા અનેક કાવ્યો રચાય વચાય, ચર્ચાય, ને પ્રચાર કરાવાય.

પણ–પણ એ પ્રેમાનન્દનો સપ્રદાય હતો, પ્રેમાનન્દની શારદાપીઠ–University ન હતી છેક ગાધીસપ્રદાય સૂધી વિચારી જૂવો કોઈ સપ્રદાયમા અન્ય કો શિષ્ય ગુરુ જેવો નીવડયો છે ? સપ્રદાય એટલે જ એક ગુરુ, અન્ય ભક્તો.

University એટલે A body of learned equals, with respect for one another લગભગ સરખા, પોતપોતાના વિષયના સમોવડિયા, પરસ્પર માનવન્તાઓનુ મડળ; એ Brotherhood, fraternity, university

અકબરનો નવરત્ન દરબાર કે નેપોલિયનના સુભટોનું વીરમંડળ સરખાવો

નેપોલિયનના માર્શલો, માર્શલ મેસીના, સૂલ્ટ, માર્શલ ને, માર્શલ મૂરાત એ એક એક લગભગ નેપોલિયન જેવા

અબુલ ફેઝૂલ, ફૈઝી, બીરબલ, માનસિંહ, ટોડરમલ, ખાનખાનાન અકબરશાહ જેવા બહુશ્રુત, વિશાલ હૃદયના, ઉદારમતવાદીઓ, વીરત્વબન્ધુઓ એક એક લગભગ અકબરશાહ હતો.

| | |
|---|---|
| નેપોલિયનની Military fraternity<br>અકબરશાહની Statesmanship ની fraternity<br>આર્થરનુ *Round Table* એવુ | એ સહુ<br>મહામંડલ<br>હતા |

વલ્લભ સંપ્રદાયના અષ્ટ સખા, સ્વામીનારાયણના અષ્ટ કવિઓ એ સંપ્રદાય અને Round Table ની વચમાની કોટીના ગણાય.

દુર્ભાગ્યે હિન્દુઓમા સંપ્રદાયો જ બધાયા છે.

પ્રેમાનન્દસંપ્રદાય અદ્ભુત મંડળ હતુ પણ તેમાથી કોઈ બીજો પ્રેમાનન્દ ન નીવડયો વલ્લભમા ફક્કડાઈ છે: વીરજીએ વાર્તાઓ લખી સહુ શિષ્યોએ સોપ્યુ કામ કીધુ પ્રેમાનન્દનો અધૂરો દશમ સુન્દરે પૂરો કીધો પણ બાણે જ એક બાણપુત્રને જન્માવ્યો હતો.

પ્રેમાનન્દે University–Brotherhood of Learning સ્થાપી હોત, તો વર્તમાન યુગની યે ગુજરાતી University વડોદરામા હોત

ગુજરાતના રાજાધિરાજ મહારાજા ગાયકવાડ છે રાજાઓ એ મહારાજને ખંડણી ભરે છે ગુજરાતનો રસરાજવી ને સાહિત્યસમ્રાટ પ્રેમાનન્દ છે

વડોદરાવાસીઓ! વિચારશો કે ગુજરાતની Political રાજધાની તેમ જ ગુજરાતની Literary રાજધાની વડોદરા થવું જોઈતું હતું પણ તે કેમ ન થયું?

કાળના બળ કેવા-કેવા મ્હોમા આવેલા દર્હીયરા પડાવી ગયા છે!

ગાયકવાડ મહારાજના કેટકેટલા યે અભિલાષ, દત્ત કે રાનડે જેવા મન્ત્રીશ્વરોના દીર્ઘ અભાવે, વણમ્હોર્યાં જ ખ[illegible] પડ્યા છે, ને ખરી પડે છે?

ત્હેમનામા ભૂલો હશે, અધૂરાપણું હશે પરંતુ [illegible] ગુજરાતે ભૂલે છે એ મહારાજને

જીવન્ત ગુજરાતીઓમા પહેલો નંબર મહાત્માજીનો, ગુજરાતના તપસ્વીનો બીજો નંબર સંક્રાન્તિયુગના એ સમર્થ રાજવીનો, મહારાજ સયાજીરાવ ગાયકવાડનો

ગુજરાતીઓ! ભૂલો નહીં અન્યાય ન કરો એમણે થોડું નથી કર્યું ઘડાતો ઇતિહાસ વાચો, વીસારો મા હું બીના અત્યારે હું ખભાગી થાવ

વડોદરા ને ગુજરાતના કવિમંડલમા પ્રેમાનન્દનું જે પદ છે, વડોદરાના અને ગુજરાતના આ સંક્રાન્તિયુગના રાજવીઓમા મહારાજ સયાજીરાવ ગાયકવાડનું યે આજે એ પદ છે.

પ્રેમાનન્દના ગ્રન્થો એ એમના કીર્તિસ્થંભ છે આજનું વડોદરા અને વડોદરા રાજ્ય મહારાજ સયાજીરાવ ગાયકવાડના કીર્તિસ્થંભો છે

એક સૂચના પ્રેમાનન્દસ્મારકને માટે કરૂ ? વડોદરાની કોલેજ માત્ર બરોડા કોલેજ આજ સૂધી કહેવાય છે ત્હેને બદલે રાજ્ય તરફથી Premanand Arts College, Baroda નામ રાખવામા આવે તો યથાયોગ્ય થાય વડોદરા સાહિત્યસભાને એ બાબતમા પ્રયાસ કરવા મારી વિનતિ છે.

## પ્રેમાનન્દની કવિતા

૧ કેટલાક વર્ષો ઉપર ભાઈ ભાનુસુખરામે રાજકોટમા પ્રેમાનન્દની રસચુટણી કરી, ને પુસ્તકનુ નામ આપ્યુ 'પ્રેમાનન્દની પ્રસાદી' A happier name could not have been selected વધારે યોગ્ય નામ ન આપી શકાય

પ્રેમાનન્દની કવિતાનો પ્રધાન ગુણ જ એ પ્રસાદ

નવી કવિતાનો પ્રધાન અવગુણ જ એ પ્રસાદનો અભાવ.

નરસિંહ, મીરા, પ્રેમાનન્દ, દયારામ એમના નબળા કાવ્યો નથી એમ નથી પણ ઘણામા અને ઉત્તમમા પ્રસાદ છે રત્નાના મહિના પ્રસાદવાળા છે

કવિતાની જાણે નવી theory હોય એમ કેટલાક સ્હમજાવે છે, ને ચિત્તક્ષોભને કાવ્યમૂલ ભાખે છે એ પૃથક્કરણ અધૂરૂ છે

ઉત્તમોત્તમ કવિતા વર્ષાના જલ જેવી નથી હોતી, શરદના જલ જેવી ભરી ભરી નીતરેલી ને મણિનિર્મલ, પારદર્શક ને મધુરી, કલમકૂલથી સોહાતી, હોય છે ફ્રેન્ચ રેવોલ્યૂશન જેવા ધરતીકમ્પ કે જ્વાલામુખીઓમાથી ઉત્તમ કવિતા નથી નિર્ઝરતી બુદ્ધની ને ખ્રીસ્તની ચિત્તપ્રસન્નતામાથી જગતન્હવરાવતી જાહ્નવીઓ પ્રગટે છે

ઘણાયે ગડગડિયા કાઠિયાવાડ–ગુજરાતમા સૂકાઈ જાય છે જે જલ ગિરિહૃદયમા ઊડા ઉતરે, ત્હેમાથી અખડપ્રવાહી અમૃતઝરણા તો નિર્ઝરે

પણ એ ચિત્તક્ષોભની theory વાળાને તો છેક ઈ સ ૧૮૮૭ સૂધીની બધી ગુજરાતી કવિતા ખારો સાગર જ લાગી છે 'ગુજરાતી કવિતાના ખારા સાગરમા એક મીઠી વીરડી માત્ર કુસુમમાળા' એમ રા બ રમણભાઇએ કવિતા ને સાહિત્યમા કહ્યુ છે

ઇતિહાસના, ગુજરાતી સાહિત્યના અભ્યાસના, ગુજરાતી કવિતાના ભાગ્ય કે એવા તિલક એને લલાટે ચ્હડયા છે!

૨. કાવ્યપ્રસગો પુરાણોમાથી નરસિહ મહેતાના જીવનમાથી લીધા છે

ઓખાહરણ, સુભદ્રાહરણ, ને નળાખ્યાનની કથાઓ ઉપરથી વિચારીએ તો પ્રેમાનન્દ પ્રેમલગ્નના સપ્રદાયી હતા

નવીને કોઇએ બીજા ગુજરાતી સાક્ષરના જીવનપ્રસગ કાવ્યમા ગાયા છે, શિવાય કે ઉપહાસને માટે? પદ્યમા

સરજતરાયની સુષુપ્તિમા, ને ગદ્યમા ભદ્રભદ્રમા ?

પરસ્પર વિવેકદષ્ટિ, સુજનતાના આચરણઉચ્ચારણ કેટકેટલા છે આજની Fraternity of Learning મા?

૩ પ્રેમાનન્દના નાટકોના ચર્ચાત્મક પ્રશ્નમા હુ નહીં ઉતરૂ કારણ ટૂકુ છે, અગત અજ્ઞાનનુ. મ્હે તે વાચ્યા નથી.

એક વેળા એ પ્રશ્ન જ criterion of સાક્ષરતા કેટલાક માનતા. હુ સાક્ષરતાનો દાવો કરતો નથી

રા બ હરગોવિન્દદાસભાઇની મિ નરસિંહરાવ જેવા જોવુ હોય તે જ જોનાર, ને ન જોવુ હોય તે ન જ જોનારની સાથે ચર્ચામા ન ઉતરવાની વૃત્તિ પૂરેપૂરી સ્હમજાય છે: કારણ કે મિ નરસિંહરાવ સત્યશોધન માટે ચર્ચા નથી કરતા, પણ પોતાનો કક્કો ખરો કરવાને જ જાણે ચર્ચા માડે છે: ( મિ. નરસિંહરાવને ન્યાય ખાતર એટલુ ઉમેરવુ જોઇએ કે ઘણીખરી સાક્ષરી ને બીજી ચર્ચાઓ જ આજકાલ એવી હોય છે. ) એવી ચર્ચાઓમા એમણે લાબો જીવનભાગ ન વેડફ્યો હોત તો કદાચ કાવ્યકલા વધારે ખિલાવી હોત. હરગોવિન્દદાસભાઇને એ વિનતિ તો છે કે પોતાને જે કાઇ કહેવુ હોય તે ચર્ચાત્મક રીતે નહીં પણ constructively પ્રજા સન્મુખ મૂકવુ જોઇએ છિએ મ્હારો તો અનુભવ છે કે ચર્ચાજીવો તો એ લખ્યુછાપ્યુ યે થોડુ જ વાચે-વિચારે છે પણ કો સત્યશોધકોને માર્ગદર્શક થાય ઇગ્લડમા શેકસપિઅર-બેકનની ચર્ચા ચાલી હતી. શેકસપિઅરનાં નાટકો બેકને લખ્યાં હતા એમ કેટલાક કહેતા

૪ પ્રેમાનન્દની કવિતાનો ત્રીજો ગુણ ગુજરાતીપણું છે.

પ્રેમાનન્દના પાત્રો, એની વાર્તાઓનુ વાતાવરણ, એના રસદેશના હવાપાણી, એની ભાવમાળા ને વિચારપ્રણાલિકા, એનો કાવ્યપ્રવાહ સહુ ગુજરાતી જ

Premanand is the most typical Gujarati of the Gujaratis.

એના કાવ્યોમા ગુજરાત, ગુજરાતીઓ, ને ગુજરાતણો ઉભરાય છે

નવીનોએ કઈક એ શિખવાનુ નવયુગમા સસ્કૃત હશે, ઇગ્રેજી હશે, ફારસી હશે, બધાનો સભાર હશે, પણ ગુજરાતીપણુ કેટલુ ? દલપત, નર્મદ ને ગોવર્ધનરામની બહાર ઘણુ ઓછુ ગોવર્ધનભાઇમા યે ઓછુ.

'સાહિત્ય' માસિકનો વારવારનો પોકાર 'તળપદા થાઓ, તળપદા થાઓ,' એમા એટલો સત્યાશ પરદેશી મટી ગુજરાતી થાવ

પ્રેમાનન્દના ગુણો ગુજરાતી, પ્રેમાનન્દની ભૂલો યે ગુજરાતી

નળાખ્યાનમા 'સ્હેજે મામા–મામીની ગાળ' જાણે સામાન્ય માણસની માફક રાજદરબારમા ગાળો દેવાતી હશે !

દશમમા પ્રેમાનન્દના નન્દયશોદા પણ ગુજરાતીઓ

અને દક્ષિણીઓ કૈલાસવાસી ગણપતિજીને પણ દક્ષિણી પાઘડી પહેરાવે છે, ને રિદ્ધિસિદ્ધિને દક્ષિણી ચીર ધરાવે

છે, તેમ પ્રેમાનન્દના ભગવાન ને ભગવાનરાણી પણ ગુજરાતી હતા મામેરામા તો નામ પણ દામોદર દોશી જાણે હરિભક્તિવાળા જ કે વડોદરાના નગરશેઠ, શેઠાણી સગાથે, પધાર્યા હોય ને !

He is the most Gujarati of Gujarati poets, modern or ancient

પ્રેમાનન્દનો એ ગુણ તે જ પ્રેમાનન્દની ગુણસીમા પણ છે, તે આગળ વિચારીશુ

૫ પ્રેમાનન્દની કવિતાનો ચોથો ગુણ ત્હેના pathos ભાવ ને રસની સચોટ જમાવટ શૃગાર હોય કે હાસ્ય હોય કે કરુણ હોય, ત્હો પણ રસ ઉછાળા મારે છે જૂઓ

દશમ કાલિદીને તીરે યશોદાનો વિલાપ મ્હારૂ માણેકડુ ગિસાવ્યુ રે વિ

મથુરામાથી નન્દજીને વિદાયવાળો પ્રસગ

નળાખ્યાનમાથી મોસાળે પધારો રે વિ

બાહુક બાળકોને તેડે છે તે—

સુદામાચરિત્રમાથી

હુ તુજ પાસે વિદ્યા ભણ્યો, ત્હેને સાભરે રે ?
મ્હને મ્હોટો કર્યો મહારાજ, મ્હને કેમ વીસરે રે ?

તૂટી સરખી ઝુપડી ને લૂટી સરખી નાર,
સડયા સરખા છોકરા મ્હને મળ્યા નવીજી વાર

મામેરામાથી ઘડો કૂટચે જેવી ઠીકરી, મા વિના ત્હેવી

દીકરી વિ વિ

અને પરિણામે મધ્યાહ્નના તાપમા વૃક્ષની શીતલ છાયાના જેવી, રોવરાવતા કરુણ રસની નહીં, પણ આસુના એકાદ બે બિન્દુ ઝમાવતી કરુણની છાયાની અનુપમ જમાવટ થાય છે—પ્રેમાનન્દનુ મામેરૂ સાભળી ભરસભામા અશ્રુ ટપકતા ભાવનગરના સ્વ દિવાન વિઠ્ઠલભાઈને દીઠા છે

૬ પાચમો ગુણ, મર્માળુ હાસ્ય

આના બે પ્રકાર છે

એક સુદામાચરિત્રમા દ્વારિકામા સુદામાજી પાછળ બાળક કાકરા નાખે, ઋષિજી ' હરિ હરિ ' મુખથી ભાખે એ યાદવોના ઉપહાસ સુદામાપુરીમા પાછા પધારે છે ત્યહારનો પ્રસગ જૂઓ સ્ત્રીઓ ઘેરી વળે છે તે સાહેલી એક સહસ્ત્ર લેઈ સતી ગઈ પતિને તેડવા, જળઝારી ભરીને નારી જાયે, જાણે હસ્તિણી કળશ રેડવા

બાહુકનો રથ, મ્હેતાની વ્હેલ, ડોશીનો ડાટ વિ વિ એનાં દૃષ્ટાન્ત છે

મર્માળા હાસ્યનો તો બીજો તેથી યે ઉચ્ચ પ્રકાર Irony of Speech મર્માળા કટાક્ષમા ઉચ્ચારેલા પરમ સત્યો.

સુદામાચરિત્રમા, જાદવ સ્ત્રી તાળી દેઈ હસે,
ધન્ય નગર આવો નર વસે.
કીધા હશે વ્રતતપ અપાર,
તે સ્ત્રી પામી હશે આ ભરથાર

વળી જૂઓ,

ભોગાસક્ત હુ નથી આવ્યો, મ્હને પરમેશ્વરની આણ.

યૂરોપી રસશાસ્ત્રમા એ કાવ્યગુણ મહાકવિનુ લક્ષણ મનાય છે પ્રેમાનન્દ ખરેખર મહાકવિ જ હતા.

૭ પ્રેમાનન્દની કાવ્યભાષા ને ઢાળ

ક પ્રેમાનન્દના કડવાને દયારામભાઇએ મીઠા કીધા, પણ એ કડવામા યે અજબ મધુરપ કડવા લીમડાની મીઠી છાયડી જેવી

પ્રસગને ઉચિત ઢાળ પ્રેમાનન્દના જ હતા વેનચરિત્રમા એ ઢાળોનુ અનુકરણ છે, એટલી સફળતા નથી

એ ઉડા અભ્યાસનો વિષય છે, રસ ને જમાવટનો.

ખ. પ્રેમાનન્દની ભાષા નિત્યબોલાતી તળપદી નહી. ચરોતરની કે સૂરતની–એકૂકેયની Provincialismથી–પ્રાન્તિક ભેદોથી વિમુક્ત

પ્રૌઢ, સસ્કૃતમય છતા સામાન્યતઃ સસ્કૃતની શિલાઓથી અળગી, ઇંગ્રેજી સરખાવો તો Miltonic નહીં, પણ Shaksperian ખરી વર્ડ્ઝવર્થ theoryની નહીં જ. ગૌરવશાળી, મહિમાવન્તી ભાષાનો મરોડ–Idiom ગુજરાતીઃ નવયુગમા એની નજીકમા નજીક નવલરામભાઇની ભાષા. સસ્કૃતના ઉત્પલો વિનાની Cultured, dignified, elevated છતા સામાન્યત: ભારે–‘ સાક્ષરી ’ નહીં, વનરાજ ચાવડાની યે નહી, કરણઘેલાની યે નહીં, તેમ મન સુખરામભાઇના અસ્તોદયની પણ નહી

છતા સર્વ કવિવરોના ઉત્તમ કાવ્યોમા હોય છે એવો પ્રેમાનન્દનો અખંડ પ્રવાહ વહેતો !

ખેડાના ભાવસાર રત્નાની બારમાસીમા એ ભાષા ઝળહળે છે

પ્રીતમની જ્ઞાનબારમાસીમા એ ભાષા જણાય છે

મીઠા ઢાઢીના ઝીલણિયા ' હરિ વેણુ વાય છે રે હો વનમા '

એમા એ ભાષા

તેજસ્વી, ભર્યા અવયવોની, હલેતી, જાણે Typical ગુજરાતણ સુન્દરી જેવી પ્રેમાનન્દની ભાષા

**પ્રેમાનન્દ સામળનો ઝઘડો ને ઉપસંહાર.**

જૂના કે નવા યુગના આપણા કવિસંઘમાથી મહાકવિ પ્રેમાનન્દ સર્વોપરિ કવિરત્ન, એનો હજી યે સાક્ષીપૂરાવો જોઇશે ?

દલપતરામનો જ અભિપ્રાય નિરાળો હતો એ હુ ભૂલી નથી જતો પ્રેમાનન્દ–સામળનો ઝગડો જૂના ને નવા સાહિત્યયુગોમા–બંનેમા મચેલો પ્રેમાનન્દ, સામળ ને દલપતરામ ત્રણેયને સ્હમજવા અને ન્યાય આપવા, તેમ જ કાવ્યશાસ્ત્રનુ એક મહાસૂત્ર શીખવા જરા એ વાત વિચારિયે

ગુજરાતી વૈશ્યોના બે પ્રધાન વિભાગ, વૈષ્ણવો ને જૈનો. પારસી મેમણ વોરા ખોજાને તો વિસારિયે છિયે, એમને સાહિત્યદેશમા જાણે ગુજરાતી ગણતા જ નથી, પણ જૈનોને યે આપણે સાહિત્યવિચારણમા સામાન્યત વિસારિયે છિયે

નરસિંહ, મીરાં, અખો, પ્રેમાનન્દ, દયારામ આપણા કવિરત્નો જૈનોમાં પરિચિત નથી આનન્દઘન, ચિદાનન્દ, વીરવિજય, ઉદયરત્ન કુમુદચન્દ્ર એ જૈન કવિવરો આપણને પરિચિત નથી

વઢવાણ એટલે વર્ધમાનપુરી, એટલે ભગવાન મહાવીર સ્વામીનામનું ગામ, જૈન મથક, ત્યાં જન્મેલા ને ઉછરેલા દલપતરામે જે જોયું, જાણ્યું, અનુભવ્યું હતું તે ભાખ્યું નરસિંહ મીરાં અખો પ્રેમાનન્દ દયારામ ત્હાં વંચાતા નહીં એમાંના ઘણાના કાવ્યવસ્તુઓ વૈષ્ણવપ્રધાન છે સામળ વંચાતો ને સામળનું ત્હાં સામ્રાજ્ય હતું સામળસંપ્રદાયી હીરાદન્તી ને કમળલોચનીની વાર્તાઓ ન્હાનપણમાં રચીને દલપતરામે પણ કવિજીવન આદરેલું સ્વામીનારાયણનો સત્સંગ સ્વીકાર્યે સ્ત્રીચાતુરીની એ વાર્તાઓનો એ Puritan કવિએ ના… કીધો. જૈન કવિઓ આપણને, આપણા કવિઓ જૈનોને અપરિચિત છે ગુજરાતી સંસારનું એ એક દુઃખદર્શન નહીં તો બીજું શું ? કારણ શું ? બન્નેયના સાંપ્રદાયિક વસ્તુઓ છે તે પ્રધાનત સારાં કાવ્યો, પણ પરસ્પરને પરસંપ્રદાયના ગુજરાતમાં જ એમ છે એવું નથી· યૂરોપના… યે એમ જ.

મિલ્ટન ડાન્ટે કે હોમર લ્યો ખ્રીસ્ત ધર્મના ધાર્મિક નાટકો કે ધાર્મિક રંગમૂર્તિઓ જૂઓ. સહુને …… સરખા આદરણીય છે ?

દલપતરામે દીઠુ, અનુભવ્યુ, તે ભાખ્યુ કે પ્રેમાનન્દ સર્વઆદરણીય નથી, સામલ ગુજરાતમા વધારે આદરણીય છે. જૈનો તેમ જ વૈષ્ણવોમા.

દલપતરામના એ જીવનસંસ્કાર સંસ્કારજન્ય એ અભિપ્રાય અને ગુજરાતી સંસારનુ એ સંસારશાસ્ત્રીએ અનુભવેલુ એક સાચુ સંસારદર્શન

આપણે કેટલા સાહિત્યમીમાંસકો આપણા સાહિત્ય ને સંસારની એ હકીકત જાણીએ છીએ, ને જાણતા હોઇએ તો cons.ious છીએ–મીમાંસા વિસ્તારતા ?

દલપતરામનુ પોતાનુ યે એવુ જ થયુ છે ત્હેમના જ સાંપ્રદાયિક બે મહાગ્રન્થો છે સંપ્રદાય બ્હાર નામે કેટલાએ સાંભળ્યા છે ? દલપતરામનો હિન્દી પુરુષોત્તમપ્રકાશ આજથી ૪૦ વર્ષ ઉપર લખાયો ગુજરાતી હરિલીલામૃત વીશેક વર્ષો ઉપર ચ્ચાયો સ્વામીનારાયણના મન્દિરોમા કંઇ વર્ષોથી એ ગ્રન્થોની કથાઓ થાય છે સાંપ્રદાયીઓને પૂછો, તે કહેશે એ જ દલપતરામના સર્વોત્તમ ગ્રન્થો દલપતરામની વિરૂદ્ધના કે તરફેણના કેટકેટલા ટીકાખોરોએ એ વાચ્યા છે ? કારણ સ્પષ્ટ છે, સાંપ્રદાયિક ગ્રન્થો

સામળની વણસંપ્રદાયી વાર્તાઓ સર્વસત્કારણીય પ્રેમાનન્દના સાંપ્રદાયિક વસ્તુપ્રધાન કાવ્યો સર્વસત્કારણીય નહી દલપતરામે એ દીઠુ હતુ, ને દીઠુ હતુ તે ભાખ્યુ હતું દલપતરામને મન તો ગુજરાતી સાહિત્ય સહુ ગુજરા-

નીઓનુ વૈષ્ણવોનુ તેમ જ જૈનોનુ, પારસીઓનુ, ઇસ્લામીઓનુ, તેમ જ દેશી ખ્રીસ્તીઓનુ ખરૂ-ખોટુ દલપતરામનુ એ Ideal પોતાના Ideal પ્રમાણે કાવ્યરચના કરી, ને પોતે યે સર્વેમા આદર પામી, ગુજરાતી સાહિત્યને યે સર્વમા આદર પમાડી, પોતાનુ Ideal સફળ કીધુ

એ Ideal અનુસાર પ્રેમાનન્દ વિશેનો યે અભિપ્રાય બન્ધાયો ને ઉચ્ચાર્યો, અને એ અભિપ્રાયમા એટલો તથ્યાશ.

સરવાળે તો દલપત-નર્મદનો ઝઘડો સમેટતા નર્મદના મિત્ર નવલરામભાઇએ તટસ્થભાવે ઉચ્ચારેલો શબ્દ જ પ્રેમાનન્દ-સામળના ઝઘડા માટે યે પરમ સત્ય બન્ને કવિરત્નો Incommensurable-અપ્રમેય હતા



બીજુ પ્રેમાનન્દનુ ગુજરાતીપણુ મહાન ગુણ, તેમ જ એ ગુણ તે જ એમની ગુણસીમા ઇગ્રેજી કવિઓમા ટેનિસનનુ પણ એમ જ એ ગુણ, એ જ ગુણસીમા

Politicsની પરિભાષામાથી ઉપમા સ્વીકારીએ તોઃ સર્વશ્રેષ્ઠ Home Secretary સરિખડા પ્રેમાનન્દ Home Poet Foreign Secretary ની પેઠેમ International Literatureમા વિચરતા International Poet નહી Home Poet તરીકેની પ્રેમાનન્દની ગુણસર્વોપરિતા એ જ International Poet તરીકેની પ્રેમાનન્દની ગુણસીમા.

એક બીજુ દૃષ્ટાન્ત લઇએ શિવાજી ideal હિન્દુ પાદ-

શાહુતનું મહારાજ જયસિંહને લખેલો પત્ર, ને ભૂખણની શિવરાજબાવની શિવાજી મહારાજ નથી દબાયા, હિન્દુત્વ નથી નાશ પામ્યુ જીવતુ છે, જીવશે ને જીતશે પેશ્વાઈ ideal મરાઠી પાદશાહતનુ Provincial ૧૭૬૧મા પાણી-પતમા પડ્યુ, તે પાછુ ન ઊઠ્યુ જો કે મહાદજી શીંદે ને નાના ફડણવીસને ટેકે ચાળીશેક વર્ષ નભ્યુ રાજપૂતોને શીખોને સગાથે લીધા હોત, assimilate કીધા હોત, તો કદાચ હિન્દનો ઇતિહાસ આજે જૂદો હોત

૧૭૬૧ નો પરાજય શિવાજી idealનો પરાજય નથી, પેશ્વાઈ idealનો પરાજય

Provincial ideal ઉપયોગી, અમૂક હદ સૂધી National અને Humanitarian ideal વિના તો એ અપૂર્ણ ને અનીષ્ટ જ છે Provincial ને national, national ને international એ જોડકા idealsની પાખો ઉપર ઉડતા પખી સમતોલ રહે એક પાખે જ ઉડવા મથે, તે કેટલુ ઉડે ? ને કેવુક ઉડે ?



કેશુવેલ્લ સામળે પ્રેમાનન્દ ભણી વાજૂબાણુ ફેંક્યુઃ કથ્યુ કથે તે શેનો કવિ ?

એ સૂત્ર સ્વીકારાય તો કાલિદાસનુ શાકુન્તલ, ભવ-ભૂતિનુ ઉત્તરરામ, ને શેક્ષપિયરના ઘણા નાટકો કાવ્યો જ ન કહેવાય.

અને છતાં સામળ ભટ્ટ એમ છેક જ ખોટા છે ?

કાલિદાસ કે શેક્ષપિયર વ્યાસ છે ? કે વાલ્મીકિ છે ? કે હોમર છે ?

ગંગા યમુના સિન્ધુ બ્રહ્મપુત્રા મહાનદો છે, વિપુલ અખંડ રસપ્રવાહ છે,

ત્હો યે તે હિમાલયો નથી

મહાભારત ને રામાયણ, ભાગવત ને ઇલિયડ ચાર મેરુની પેઠે, જગતની ચારે દિશાઓને સ્થળ થઈને ટેકવનાર, ચાર દિગ્પાળ સમોવડા તો એ ચાર જગત્કાવ્યો

વસુન્ધરાની ગાયના ચાર આંચળ સમોવડા એ ગૌરીશંકર ને ધવલગિરિ, એ કાચનગંગા ને કૈલાસના મહાન્ શિખરો મહાસ્રોત સ્વગંગાઓ અનેક એ મહાશિખરોમાંથી પ્રગટે છે, જગતમાં વહે છે, ને દેશદેશને સ્માર્દ્ર કરે છે.

ભારતવાસીઓ ! ત્હમારે ત્ય્હાં હિમાલય છે એ ત્હમારું સનાતન ideal ઉચ્ચામાં ઉંચી, આકાશની સમીપમાં સમીપની, ધર્તી ધર્મના કે સંસારમાં, જીવનમાં કે કવિતામાં એ સનાતન ideal ન વીસારતા

પ્રેમાનન્દે એ ગંગોત્રીનાં ગંગાજળ પી મ્હોટા થયા હતા

## ગુજરાત કલાપ્રદર્શનઃ

**સં ૧૯૮૦, વસન્તપંચમી,**

**અમદાવાદ.**

ગુજરાતના કલારસિક નરનાર!

ગુજરાત કલાપ્રવર્તક મંડળ તરફથી એ મંડળના પ્રમુખ તરીકે, તેમ જ ગુજરાતની લલિત કલાઓના એક ઉપાસક તરીકે આપ સર્વનો આજ સત્કાર કરવાનું મ્હારૂં સદ્ભાગ્ય છે ગુજરાતની લલિત કલાઓના આજે ત્હમને અભિવન્દન છે. એ કલામન્દિરના પૂજારીઓના આજે ત્હમને આવકાર છે. એ કલાદેવીઓના ચરણામૃત ગુજરાતને કલ્યાણકારી હો! ગુજરાતના સૌન્દર્ય–ભંડાર વિશાળ છે ત્હેમાંથી કાંઈક, ફૂલ નહીં તો ફૂલની પાંખડી, આજે આ કલામંડળ આપને ધરાવે છે ભાવના અને કૃતિ વચ્ચેના અન્તર આ ન્હાન-કડા કલાપ્રદર્શનમાં યે અમને પ્રત્યક્ષ થાય છે. ગુજરાતના

કલાભંડાર આથી અનેકધા મ્હોટા છે. અમારા પ્રયત્ન અધૂરા હોય ત્ય્હાં ત્ય્હાં તે નિભાવી લેઇને આપના આત્મામાંના સૌન્દર્યસત્કારની સામગ્રીથી પૂરવણી કરી લેવા વિનતિ છે કલાદેવીઓને કલામન્દિરે સૌન્દર્યપૂજાને કાજ આપના દ્વારા સમસ્ત ગુર્જર સંઘને આ મંડળ આજ ન્હોતરે છે.

કલા એટલે મનુષ્યાત્મામાં વસેલા સૌન્દર્યભાવોનું મૂર્તિવિધાન એ મૂર્તિવિધાન શબ્દમાં વાણીમાં રંગમાં કે સ્વરૂપમાં યે હોય સંગીતાચાર્ય શબ્દબ્રહ્મ ઉપાસીને વાણી ને અર્થથીયે પર, બુદ્ધિપ્રદેશથી અળગી રસકિતાને અને સુન્દરતાને શ્રુતિગમ્ય કરે છે કવિ કાવ્યકલા દ્વારા વાણી અને અર્થના અગોચર ભેદોના દર્શન કરાવે છે સ્થાપત્યશાસ્ત્રી, શીલ્પી સ્થૂલમાં ચેતનના ફૂવાગ માડે છે ચિત્રકાર રંગ અને રેખાઓ દ્વારા અદ્‌ભુતતાના અમ્મર આકડાઓ આલેખે છે હાવભાવથી, અંગોના વિલાસથી, અભિનયની મૂક વાણીથી કવિતામાનું, સંગીતમાનું અગોચર સૌન્દર્ય નટરાજ દશ્યમાન કરે છે સુખદુખના, સદસદ્ ભાવના, પુણ્ય પરમાર્થ ધાર્મિકતાના, ભક્તિના, પૂજાના, જેમ મનુષ્યાત્મામાંથી સ્વયંભૂ ફૂવારા ફૂટે છે, તેમ સૌન્દર્યભાવનાના યે ચેતનલોમમાં રસફૂવારા ઉડે છે ચેતન્યવિહારી એ અગોચર સૌન્દર્યને ઇન્દ્રિયગમ્ય કરવું, ઇન્દ્રિયપર એ આત્મવાસી ને બ્રહ્માંડવાસી તત્ત્વને ઇન્દ્રિયદેશમાં ઉતારવું આરસના, રંગના, વાણીના, શબ્દના, હાવભાવના પડદાઓ ભેદીને કુદરતના એ પડદાઓની પાછળ ઉભરાતું સૌન્દર્ય, વિધવિધના એ સૌન્દર્યના

આત્મારૂપ રસ, અને, આત્મામા યે પરમાત્મા વસે છે તેમ, એ રસાત્મામા યે ઊંડી વસેલી પ્રભુતાના દર્શન કરાવવા કલાનો એ પરમ કલાધર્મ છે શ્રુતિ ભગવતિ તો કહે છે કે **रसो वै स** જેટલે અંશે કલા એ સૌન્દર્યદર્શન, રસદર્શન, પરાત્પરદર્શન કરે–કરાવે એટલે અંશે એ કલાનુ ને કલાવન્તનુ કલાસાફલ્ય છે. પ્રેમાનન્દ કે દયારામ, મૌલાબક્ષ કે આદિત્યરામજી, પ્રેમચન્દ કે રાજા રવિવર્મા, જયશંકર કે બાલ ગાન્ધર્વ એ સહુ એ તત્ત્વના ઉપાસક છે, એ અગમ્યતાના શોધક છે કલાવન્ત સ્વાર્થી નથી, પોતા કાજે જ માત્ર રાધનાર નથી પોતે જમી જગત્‌ને જમાડે છે, પોતે માણી જગતને મણાવે છે ઉદાગ્તા સાચ્ચા કલાવન્તનો જીવનરંગ છે

અગર હમ બાગબા હોતે,
તો ગુલશનકો લૂંટા દેતે

એમ ગુલઝાર લૂંટાવવાથી કદાચ ગુલઝાર જ ન રહે; ત્હો યે કલાવન્તના તો એજ ઉરભાવ હોય સ્વમા ત્હેનુ વિશ્વ સમાઇ શકતુ નથી માત્ર વર્તમાનને કાજે નહીં, યુગયુગને કાજે કલાવન્તો સૌન્દર્યના બગીચા સરજે છે, ઉછેરે છે કલાકારો તો સદા યે સુન્દરતાની મિજબાનીઓ મારે છે. એવી એક ન્હાનકડી મિજબાની આજે આ ગુજરાત કલાપ્રવર્તક મંડળ ગુજરાતના રસરસિયા નરનારને કાજ ઉજવે છે

કહે છે કે દીપક રાગ ગવાય તો અંગઅંગમાં અજવાળાં પ્રગટે. કહે છે કે મલ્લ્હાર રાગ ગવાય તો સંસારમાં મેઘ વરસે. સૌન્દર્યદર્શનેયે એમ અંગઅંગમાં આનન્દદીવડા પ્રગટે, અગમ્ય દેશનાં અજવાળાં થાય. વસ્તુવાસી સૌન્દર્ય અનુભવાતાં અન્તરમાં આનન્દ જાગે છે, ને એ રસાનન્દ કે કાવ્યાનન્દ શ્રુતિન્યાયાન્વયે બ્રહ્માનન્દ છે. કલા મિથ્યાચાર નથી, પાપ નથી, કલા પુણ્ય છે, પવિત્રતા છે. કલા જડવાદ નથી. કલોપાસના સ્થૂલપૂજા નથી, બ્રહ્માંડવાસીની બ્રહ્મપૂજા છે. રસ એ મદિરા નથી, અમૃત છે. રસોર્મિઓ કેફની નથી, પરમાનન્દની છે. ઓ જગતના લોક! બાલકબાલિકાઓને સાચ્ચા સૌન્દર્યમન્દિરે પાઠવતાં ડરતા મા. સાચ્ચાં સૌન્દર્યમન્દિરોમાં પાપપૂજા નથી હોતી, પુણ્યપૂજા જ હોય છે.

સૌન્દર્યરસિક સજ્જનો! સર્વ લલિત કલાઓમાં સંસ્કારશોભન—Classical અને જીવનપલ્લવિત—Romantic શૈલીઓની પ્રણાલિકાઓ, ને એમની કંઇક અથડામણ, દીર્ઘકાલથી ચાલી જ આવે છે. કાલિદાસ ને હોમરની classical કે બાણ ને ગેઇથેની romantic કવિતા. ગ્રીકરોમન સ્થાપત્યની classical ને ગોથિક સ્થાપત્યની romantic ઘાટીઓ: સંગીતાચાર્યોનું classical સંગીત ને બૈજૂ બ્હાવરાનું romantic સંગીત. એમ ગંગાયમુના જેવી એ બે કલાશૈલીઓ દેશદેશમાં યુગયુગથી પ્રસરેલી છે. મ્હને તો એમાં સ્વતન્ત્રતા ને સંસ્કારના, Freedom ને Disciplineના સર્વસંચારી વિવિધતા ને સંગ્રામ દેખાય છે. Romance એટલે

સ્વતન્ત્રતા–Freedomને માટેના ફાફા કે ઉદ્દયનો Classics એટલે સસ્કાર–Disciplineની નિયમાવલિ Romance એટલે મેઘચિત્રો· Classics એટલે ભૂમિતિની નિયમાવલિના રગચિત્રો ખરા કલાવિધાયકો તો એમનો વિરોધ નથી જોતા, એમની પરસ્પરની અનુપૂર્તિ નિહાળે છે ગગોત્રી ને જન્મોત્રી નિરનિરાળા, તેમ જ ગગા ને યમુના યે નિરનિરાળા પણ આર્યનુ પ્રયાગતીર્થ કે ઇસ્લામનુ અલ્લાહાબાદ તો ગગા-યમુનાને સગમતીરે. પ્રવૃત્તિ ને નિવૃત્તિની એવી જ માર્ગ ભિન્નતા ને પન્થવિડબણા મુમુક્ષુઓને નડતી શ્રી કૃષ્ણચન્દ્રે ભાખ્યુ કે પ્રવૃત્તિમા નિવૃત્તિ ને નિવૃતમા પ્રવૃત્તિ **य पश्यति स पश्यति** જે પેખે છે તે પેખનાર છે વસ્તુનુ કે પ્રજાનુ પરમ જીવન સ્વતન્ત્રતા ને સસ્કારના, Freedom ને Disciplineના, સગ્રામમા નથી, સગમમા છે ગુજરાતના પરમ સ્વાતન્ત્ર્યવાદી તે જ પરમ તપસ્વી છે Romantic ને classical નો સગમ એ પરમ કલાવિધાન છે મ્હારી કવિતાની કલાકૃતિઓમા યથાશક્તિમતિ કલાવિધાનનુ એ આદર્શ રાખ્યુ છે રૂદ્રમહાલયના તોરણોમા, સોરઠી સોમનાથના સાગરતીરના ખડેરમા, આબૂના મન્દિરોમા એ સગમ છે. સરસ્વતીચન્દ્રની કાદમ્બરીમા યે એ કલાસગમ છે· Classics સસ્કારિતાના કલાનિયમનને Romanceની કલ્પનાના ઉર્ધ્વગામી ઉદ્દયનો પરમ કલાને એ ઉભય આવશ્યક છે ગુજરાતની ગરબીઓમાં એ છે, સોરઠિયાણીઓના ને ગુજરાતણોના રાસડાઓમા એ છે. અને

# ગુજરાત કલાપ્રદર્શન

A thing of Beauty is a joy for ever
એ સૌન્દર્યન્યાયે આબૂના એ મન્દિરો ને એ સરસ્વતીચન્દ્ર, ગુજરાતની એ ગરબીઓ ને ગુજરાતણોના એ રાસડા તેથી જ નિત્યસૌન્દર્યની પ્રેરણાપ્રતિમાઓ છે

કલાદૃષ્ટિએ ગુજરાતનુ કલાવ્યક્તિત્વ Romance ને Classicalના સગમકલાવિધાનમા પેખાય છે, ઐતિહાસિક દૃષ્ટિએ ગુજરાતનુ કલાવ્યક્તિત્વ આર્ય ને ઇસ્લામના કલાસગમમા દર્શાય છે મસ્જિદોની બાધણીમા મન્દિરોના પત્થર જ માત્ર નથી સચાયા, મન્દિરોનુ કલાવિધાને સચાયેલુ છે કલાશાસ્ત્રીઓ એ કલાવિધાનને Indo-Saracenic Art-આર્ય-ઇસ્લામનુ કલાવિધાન કહે છે હિદુઇસ્લામનો સહવાસ દેશમા રાજમન્દિરોમા તેમ જ ધર્મમન્દિરોમા આજ સુધી તો ગુજરાતમા અવિચ્છિન્ન રહ્યો છે સ્વામીનારાયણ સપ્રદાયમા અનેક ખોજાભકતો છે દરગાહોમા અનેક હિન્દુ નરનાર ઓલિયાને પુષ્પ, ધૂપ, દીપ ધરાવે છે હિન્દુઈસ્લામની સગમકલાનો ઇતિહાસ ગુજરાતના મધ્યકાલીન મહાલયોમા લખેલો છે અમદાવાદ શહેર જ ઇતિહાસનો એક અજબ કલાગ્રન્થ છે સૌન્દર્યનુ વેરણછેરણ થયેલુ અમદાવાદ એક ઉદ્યાન છે સૂરતની ને સૂરતીઓની સૌન્દર્યભાવના રસમાં, રૂપમા, સ્વાદમા, સુગન્ધમા, સગીતમા, કવિતામા અનેકધા વિકાસેલી છે જામનગર સૌરાષ્ટ્રનુ સૂરત છે કુકુમ ફૂલ અત્તર બાધણી જરીકામ સગીતશાસ્ત્રવિશારદતા અનેકધા ત્હ્યા મ્હોરેલા છે. વર્તમાન યુગમાં અમદાવાદ શહેરને

ને મુંબઈ નગરીને ત્ય્હાંત્ય્હાંના શેઠિયાઓએ શણગાર્યાં છે. વડોદરાને મહારાજ સયાજીરાવ ગાયકવાડે શણગાર્યું છે: ભાવનગર જૂનાગઢ જામનગર મોરબી ગોંડળ પોરબન્દરને ત્ય્હાં–ત્ય્હાંના રાજવીઓએ ઓછાવધતા શણગારેલા છે પણ ગુજરાતનો પ્રાચીન કલાઇતિહાસ એટલે ગુજરાતવાસી આર્યતાનો કલાઇતિહાસ બૌદ્ધોનો કલાઇતિહાસ, શૈવોનો કલાઈતિહાસ, જૈનોનો કલાઇતિહાસ, ઈસ્લામનો કલાઇતિહાસ, વૈષ્ણવોનો કલાઇતિહાસ. ગુજરાતનો પ્રાચીન કલાઇતિહાસ એમ પચરંગી છે દ્વારિકાના હરિમન્દિરમાં બૌદ્ધ શૈવ ને વૈષ્ણવી સૌન્દર્યછાયાઓ ગૂંથાયેલી છે. મહારાજ અશોકના શિલામન્ત્રો, વલ્લભીપુરના કોક–કોક ખંડેર, ગિરનારશિખર ઉપરના ને તળાજાતીરના કોઈક કોઈક મન્દિરો, સુદર્શન સરોવરની સીમાઓ ને ભાગેલી ભેખડો એ બૌદ્ધ કલાઇતિહાસના ભાગ્યાતૂટયા અક્ષરો છે પ્રભાસપાટણના સોમનાથના ખંડેર, સિદ્ધપુરના રૂદ્રમહાલયના ઉન્નત ભવ્ય તોરણો, પાટણના પડછાયા, મોઢેરાના ખંડેર, ઝીંઝુવાડાનો ઉત્કંઠ કિલ્લો, જૂનાગઢના ઉપરકોટના કાંગરા એ શૈવયુગની જાહોજલાલીના ભાગેલા કીર્તિસ્થંભો છે. એ જ કાળમાં જૈનયુગ પણ પ્રવર્તતો ગિરનારને ને સિદ્ધાચળને શિખરે, આબૂને ને તારંગાને માથે, સૂરત અમદાવાદ જામનગરને ખોળે જૈનસંઘે સૌન્દર્યના અમ્મર અલંકાર ગુજરાતને ધરાવેલા છે. અને પછી આવ્યો ઇસ્લામનો યુગ અમદાવાદ એટલે ઈસ્લામી સૌન્દર્યવિધાનનું સંગ્રહસ્થાન વીસ લાખની વસ્તીના

આ શહેરમાં મસ્જિદોના એક હજાર મિનારા હતા બાદશાહી સોનાટંકશાળ હતી નાગોરથી સાલસેટ સૂધીની સલતનતનું આ રાજનગર હતું હુમાયુન અકબરશાહ જહાંગીરશાહ શાહજાદાન ને ઔરંગઝેબ બાદશાહો આપણી નગરીમાં વસી ગયેલા છે બાદશાહઝાદાઓ અમદાવાદની સૂબાગિરિમાં ગૌરવ માણતા શહેનશાહબાનૂ નૂરજહાન ને શાહબાનૂ મુમતાઝ મહેલ આપણા સાબરતીરે રહી ગયા છે આઝમખાનનો મહેલ બાદશાહીના એક સુબેદારનો મહેલ છે. દાદા હરીરની વાવ બાદશાહીની એક દાસીએ બન્ધાવેલો જલમહેલ છે સરખેજનો રોઝો, શાહ આલમનો રોઝો, દરિઆખાનનો ઘુમ્મટ બાદશાહના ધર્મગુરુઓના રોઝા છે મુમતાઝની પ્રમસમાધિ ને મૃત્યુવાસ યમુનાતીરે મંડાયા તે પૂર્વે મુમતાઝના રંગમહેલ ને સંસારવાસ સાબરતીરે મંડાયા હતા સર ટોમસ રો અમદાવાદ જોઈને મોહ્યો હતો તે ભાખી ગયો છે કે દેશદેશની વસ્તુઓ ને દેશદેશની જનતા માણેકચોકમાં ને ત્રણ દરવાજે એકઠી મળતી ઉર્દૂ કવિતાનો પ્રથમ કવિ વલી અમદાવાદી હતો. ઈસ્લામની જાહોજલાલીનો ઇતિહાસ ઠઠક વણાયેલો આજે યે અમદાવાદમાં મોજૂદ છે પછી ગુજરાતમાં જાગ્યો વૈષ્ણવ યુગ નરસિંહ-મીરાથી મંડાયેલો એ કલાયુગ પ્રેમાનન્દ ને દયારામભાઈમાં ખીલી નીકળ્યો. વલ્લભ સંપ્રદાયની ફૂલમંડળીઓ ને હિંડોળા, પૂજાસામગ્રી, કીર્તનસંગીત ને છપ્પનભોગ તેમ જ સ્વામીનારાયણ સંપ્રદાયના મન્દિરમહાલયો

એમણે વૈષ્ણવી કલાવિધાનોથી ગુજરાતને શોભાવ્યું આમ ગુજરાતનું ઐતિહાસિક કલાવિધાન પચામૃત સરિખડું પચ પરમ દ્રવ્યોનું બનેલું છે

ગુજરાતની સૌન્દર્યવાટિકા વિવિધ ને વિશાળ છે, જગન્મોહિની છે એ સૌમા ગુર્જરી સૌન્દર્યોદ્યાનની પરમ રસકલા, સર્વશ્રેષ્ઠ ફૂલકલિકા તો ગુર્જર સુન્દરીઃ શુ હિદુ કે શુ ઇસ્લામી, શુ પારસી કે શુ ખ્રીસ્તી કે યાહુદી ગુર્જર સુન્દરીના ગરબા ભરતખડમા અનુપમ છે, જગતભરમા અનુપમ છે, ગુજરાતણ જગત્સુન્દરીઓમા એવી અનુપમ છે ગુર્જર સુન્દરીઓનો પોષાક સગવડ સૌદર્ય લાજમર્યાદને માટે બેનમૂન છે, મદ્રાસમા મહારાષ્ટ્રમા બગાળામા ઘણી નવસુન્દરીઓ ગુજરાતણના પોષાક ઉપર મોહી છે, ને ધારણે કીધો છે ગુજરાતની સસ્કૃતિની સગીતની કલાની કવિતાની ધાર્મિકતાની ગુર્જરસુન્દરી પરમ પુણ્યકલિકા છે, એની પાખડીએ પાખડીએ અદ્‌ભુત ને અલૌકિક પરિમલ પમરે છે રાજમહેલોમા તેમ જ ગરીબોની ઝુપડીઓમા ગુર્જર યશકલારૂપ ગુજરાતણ જન્મે છે રણવાસમાની એ રાણકદેવડી ને સહસ્રલિગ તળાવ ગોડતી એ જશમા ઓડણનો પરિવાર નિર્વંશ નથી થયો. ગુજરાતને ગામેગામ સતીઓની દેહેરીઓ છે ગુજરાતની એ નવસુન્દરીઓ ! ગુજરાતની એ ગરવી ગુણિયલનુ, એના પુણ્યનુ, એના સૌન્દર્યનુ, એના સતીત્વનુ નવવિકાસને નામે, નવયુગને નામે, નવભાવનાઓને નામે ખૂન મા કરતી હો !

એ થઇ ગુજરાતના કલાઇતિહાસની રૂપરેખા ગુજરાતના અર્વાચીન કલાદર્શનની કાંઇક ઝાંખી કરી લઇએ.

આજે દેશની જે ગરીબી છે, પ્રજાની જે ગરીબી છે, તેજ કલા અને કલાવન્તોની ગરીબી છે વીસમી સદી ભરતખંડમા તો છપ્પનિયાથી બેઠી તે પછીની યે પચ્ચીશીમા કેટલીક ન્હાની ન્હાની દુકાળછાયડીઓ આવી ગઇ મોંઘવારી ને અછત છપ્પનિયા પછી વધી ગયા કલાઓની પણ એવી અછત, એવી મોંઘવારી છે ત્હો યે ગુજરાત ભાગ્યુ ભાગ્યુ પણ ભરૂચ છે ગુજરાતનો બગીચો કરમાયો છે છતા યે કરમાયેલો તે બગીચો છે સો વર્ષ ઉપર સ્વામીનારાયણના મન્દિરો બાંધનાર કારીગરો ગુજરાતમા હતા, પોણોસો વર્ષ ઉપર આ હઠીભાઈની વાડી ને અંજનશલાકા બાંધનાર પ્રેમચન્દ સલાટ હતા, વીશેક વર્ષો ઉપર તઅજ્જુબ કરે એવુ રૂતા શાહની પોળમાનુ, ખેતરપાળની પોળમાનુ, શેઠની પોળમાનુ દહેરાસર બાંધનાર રવિકરણ ને ગુલાબજી હતા. પચ્ચાશેક વર્ષો ઉપર મૌલાબક્ષ ને આદિત્યરામજી જેવા સંગીતાચાર્યો ગુજરાતખોળે રમતા રાજા રવિવર્મા આપણે ત્ય્હા નથી નીવડયા, પણ છેક ચિત્રકલા વિનાનુ ગુજરાત નથી રહ્યુ. સમસ્ત ભારતપૂજ્ય ને આર્યાવર્તપ્રખ્યાત એક ચિત્ર તો ગુજરાતે આ યુગમા આપ્યુ છે આ પ્રજાયુગમા, સ્વદેશભક્તિના આ સ્હવારમા, હિન્દ મૈયાની મૈયાસ્વરૂપી મૂર્તિ આપણા ગુજરાતી ચિત્રકાર સદ્ગત મગનલાલ લીલાધર શર્માએ આપી છે. માતૃભક્તિની તાદૃશ્યતા એ ગુજરાતીએ

ખડી કરી કવિઓ તો અમે ઘણા કહેવાઇએ છીએ, ત્હો યે સાહિત્ય વાઝિયુ રહ્યુ નથી સરસ્વતીચન્દ્રના ચાર પુસ્તકો લેઇને ૧૯ મી કે ૨૦ મી સદીની જગત્‌સાહિત્યપરિષદ્‌મા પ્રવેશતા ગુજરાતીઓને શરમાવુ પડે એમ નથી ગુજરાતના ધનિકો ધન કમાઇ જાણે છે એમ બોખલે ને ટોપલે આપી યે જાણે છે ત્રીસ લાખની સખાવત કરનાર જમશેદજી તાતા, પન્દર લાખની સખાવત કરનાર સર વિઠ્ઠલદાસ જેવા વિદ્યા-રસિક મહાગુર્જરો આ યુગના યુગપુત્રો છે. પ્રેમચન્દ્ર રાય-ચન્દની ભારતીય ઉદારતા લાખ્ખોની હતી અમદાવાદમા જ રણછોડભાઈ કુટુમ્બની છેલ્લા ૫૦ વર્ષોમાની સખાવતોનો સરવાળો લાખ્ખોનો છે ટીળક સ્વરાજ્ય ફાળાની વખતે લગભગ ૫૦ લાખ રૂપીઆ ગુજરાતીઓએ દેશયજ્ઞમા હોમ્યા હતા જગડુ શાહ વિમળ શાહ ને સગાળ શાહનો, વસ્તુપાળ ને તેજપાળનો, પુણ્યશ્લોક એ ગુર્જર વશ્યોનો વશવિસ્તાર હજી આથમી ગયો નથી મહારાજ સયાજીરાવ ગાયકવાડ જગતના કોઇ પણ મન્ત્રીમડળમા ઓજસ્ પાડે મહારાજા જામ શ્રી રણજિતસિહજીએ ઇગ્રેજી દેશોમા ઇગ્રેજી ખેલના અખાડાઓમા દિગ્‌વિજય કીધો છે મહાત્માજીનુ માહાત્મ્ય ને કસ્તુરબાનુ સ્ત્રીત્વ, વર્તમાન ગુજરાતના દામ્પત્યનુ એ પરમ દર્શન આજે જગત્‌વન્દના પામી રહ્યુ છે જગતનો તપસ્વી આજ આપણી વાડીએ છે ગુર્જરી સૌન્દર્યોદ્યાનના આજના એ પુષ્પો કેટલા સુન્દર છે ! ગુજરાતની આત્મ-સમૃદ્ધિ ઓછી, અધૂરી, ઓસરેલી ત્હો યે થોડી નથી

રસિક સજ્જનો ને સન્નારીઓ ! સૌન્દર્ય અને કલાનો પરમ નિયમ સમપ્રમાણુતાનો છે, ભાવના અને દર્શનની સમતુલાનો છે વીસમી સદીમા જગતની પ્રજાઓના નાવ ઝોલે ચ્હડયા છે, ને આપણુ યે જહાજ આજ ભર દરિયે ઝોલા ખાય છે સસારની રાજ્યની જીવનની પ્રેમની પૂણ્યપાપની ભાવનાઓ, તેમ જ આનન્દ સૌન્દર્ય અદ્ભુતત્વની જૂની નિયમાવલિઓ ઉપરથી આપણી શ્રદ્ધા ઉઠી ગઈ છે; શુદ્ધ શકાઓ જન્મી છે, મહાઅશ્રદ્ધાઓ ઉગી છે એમાની કેટલીક નિયમાવલિઓ તૂટી છે, કેટલીક તૂટે છે, કેટલીક તૂટશે નવી નિયમાવલિઓ કઇ ને કેવી રચાશે ? સૌન્દર્યભાવનાઓની એ ભાગફોડમા, રસશાસ્ત્રની સક્રાન્તિમા મ્હારી યે જવાબદારી છે છન્દોની નિયમાવલિઓનો સાર્વભૌમ અખડ સત્તાવાદ મ્હારે યે તોડવો પડયો છે એ છતા યે ઉચ્ચે સ્વરે ઉચ્ચારૂ છુ કે ઉચ્છેદ એ કલાકારનો પરમ કલાધર્મ નથી, સૃજન એ જ પરમ કલાધર્મ છે સસારમા રાજ્યમા રસપ્રદેશમા પ્રણાલિકાઓ અખડ રહે ને ન બદલાય એ અશક્ય છે કઇક અવનવા યુગ ઉગશે જ, કઇ કઇ પ્રણાલિકાઓ બદલાશે જ જગતની જાહ્નવી વહે નહીં, થભી જાય, એ બ્રહ્માડનિયમનના ઉત્ક્રાન્તિવાદથી વિરુદ્ધ છે યુગધર્મની વિરોધી સસારની, આત્મદેશની ઘટનાઓ પ્રગતિના યુગાન્તરોમા પલટાશે જ સસારના ધર્મના રાજ્યના કવિતાના નવકલાવિધાયકોએ આ સક્રાન્તિયુગમા ન વિસરવાનુ તો એક જ મહાસૂત્ર છે; કે પોતે ઉચ્છેદે છે વધારે

કે સૂજે છે વધારે ? બ્રહ્માડ એ જ બ્રહ્માડનાથનો પરમ ચ-મત્કાર છે અદ્દ્ભુત નિયમબદ્ધ એ ચમત્કાર છે, સુન્દર કલાવિધાન છે. સૌન્દર્યના સર્વ કલાવિધાન નિયમબદ્ધ ચમત્કાર છે. સૌન્દર્યશાસ્ત્રીની નિયમાવલિ એ કલાવિધાનની રસિક નિયમાવલિ છે નકાર કે ઉચ્છેદ કલાકારોની ભાવના ન હોય, નવવિધાનની સ્થાપના એ જ કલાવિધાયકોનુ કલાધ્યેય હોય ઇતિહાસની, પ્રાચીનતાની ભૂમિકા ઉપર નવવિધાનના સંસારમહેલો સ્થાપવા એ જ કલાનુ પરમ લક્ષ્ય I come not to destroy, but to fulfil—પયગમ્બરનો, સંસારશાસ્ત્રીનો, મહાકવિનો એ જ મન્ત્રોચ્ચાર હોય ડ્રેકો ને લાઇકરગસ, મનુ પરાશર ને યાજ્ઞવલ્કય—પશ્ચિમના ને પૂર્વના એ પ્રાચીન સંસારધનવન્તરીઓનો એ જીવનમન્ત્ર હતો નિજનિજના યુગના યુગધર્મની યુગસ્મૃતિ એમણે રચી આરસની શિલાનો ભાગીને ભૂકો કરવો એમા કલાધર્મ નથી આરસની શિલાને છોલી સમારી એ અણઘડ અસંસ્કારી ઘાટને ઘડી સંસ્કાર આપી સજીવન કરવી રસના કે સંસારના કે બ્રહ્માડના મહાકલાવિધાયકનો સજીવારોપણ એ જ પરમ કલાધર્મ છે જર્જરિત પ્રાચીન પ્રણાલિકાઓ પડે એમા સંસારને ભય નથી એથી યે અનુપમ નવપ્રણાલિકાઓ મંડાય એમા પ્રતિભા ને પ્રેરણાનુ સાફલ્ય છે. અમદાવાદ શહેરનો કોટ પાડવો સહેલો છે અમદાવાદની મ્યુનિસિપાલિટિ તોડવી—તોડાવવી સહેલ છે ચિરસ્થાયી કાગરા ને બુરૂજો બાધવા, ભદ્રના દુર્ગ રચવા એ જ અઘરૂ છે.

જયા-જયન્ત નાટકના આદિમા સર્વદ્રષ્ટા બ્રહ્મર્ષિ ઉચ્ચારે છે કે —

અમારે યોગીઓએ જોવાનુ છે એક જ
કે જગત ઉચે ચ્હડે છે, કે નીચે પડે છે.

ગતિ પ્રગતિ અવનતિનો, સક્રાન્તિ યુગનો સરવાળો સારવનાર બ્રહ્મર્ષિએ સર્વદૃષ્ટાની દૃષ્ટિથી એ જ સારવવાનુ છે કે લોક કલ્યાણમાર્ગે સચરે છે કે અકલ્યાણને ? અમદાવાદીઓ ! ત્રીશેક વર્ષો ઉપર અમદાવાદના કોઇક શિખરેથી, હરકુવર શેઠાણીની હવેલીની અગાસીએથી કે સ્વામીનારાયણના મન્દિરની અન્તરીક્ષ ઉભી દેવડીએથી, જેમણે અમદાવાદ ત્ય્હારે નિરખ્યુ હોય ત્હેને મારી એક વિનતિ છે. આજે ત્રીસ વર્ષો પછી ફરીથી એ અગાસીએ ચ્હડો ને નિરખો. ગુજરાત કોલેજની શિખરદેવડીમા કે સેન્ટ્રલ બેન્ક ઓફ ઇન્ડિયાની ઉચ્ચી અગાસીમા ઉભા રહો ને આસપાસ નિહાળો વાસમાથી જેમ ફણગા ફૂટે, ન્હાનકડી ટેકરીઓમાથી જેમ ન્હાનકડા શિખરો પ્રગટે, એમ અમદાવાદ શહેરના સારા પગથાર ઉપરથી હવેલીઓના નવશિખરો પ્રગટી નીકળતા દેખાશે છેલ્લા ત્રીશેક વર્ષમા અમદાવાદની પોળોમાં કાદવ હતો તે ઉભરાયો, ને સડકો ઉપર આવ્યો. અમદાવાદનુ વાતાવરણ સ્વચ્છ નિર્મળ પારદર્શક હતું તે અસ્વચ્છ ધૂમાડિયુ ઝાખુ-ઝખવાતુ થયુ પણ એ જ યુગના અમદાવાદ વામણુ હતુ તે ઉત્કટ થયુ છે કોટ ફરતી પ્રદક્ષિણા કરતા ન્હાળો તો નવરગી હવેલીઓ ઠામ ઠામ કો-

ટના કાગરા ઉપરથી ડોકિયા કરે છે. અમદાવાદની સડ-
કોનો કાદવ નિહાળવો એ એક દૃષ્ટિ છે અમદાવાદનુ ધૂમા-
ડિયુ વાતાવરણ જોવુ એ બીજી દૃષ્ટિ છે અમદાવાદના ઉર્ધ્વ-
ગમન ને ઉર્ધ્વગમનના અભિલાષ નિહાળવા એ ત્રીજી
દૃષ્ટિ છે. સસારમીમાસકોએ સર્વદૃષ્ટા થવુ ઘટે છે અમદા-
વાદના, ગુજરાતની પાટનગરીના ઉર્ધ્વગમનના એ અભિલાષ,
ઉચાઈના ઓજસ્ માણવાના એ કોડ પ્રભુ પૂરા પાડો !

આ કલાપ્રવર્તક મડળ છએક માસનુ બાલક છે.
લગભગ સોએક એના સભાસદો છે મુબાઈના છે, સૂરતના
છે, વડોદરાના છે, અમદાવાદના છે, સૌરાષ્ટ્રના છે સમસ્ત
ગુજરાતનુ આ મડળ છે, એક નગરીનુ નથી આ બાલકે
જન્મતિથિએ જ નિશ્ચય કીધો કે વસન્તપચમી ઉપર કલા-
પ્રદર્શન ભરવુ ઘણા ધનિકોની ધનસહાયતાથી ને થોડા
કલાવન્તોની કલાભક્તિથી આ પ્રદર્શન ભરાયુ પણ બાળ-
કના તો બાળખેલ જ હોય ને ! કોઈ કવિનુ પહેલુ કાવ્ય
કે કોઇ ચિત્રકારનુ પહેલુ ચિત્ર કેવુ હોય ? આ મડળ
મ્હોટુ થશે—વયમા ને સખ્યામા—ત્ય્હારે, કાલે નહીં તો પરમ
દિવસે, અમદાવાદમા યે ગુજરાતનુ કલામન્દિર મડાશે સૌન્દ-
ર્યદેવીઓના કલામન્દિર સ્થપાઈ નગરે નગરે સૌન્દર્યપૂજાના
સમારભ થશે ત્ય્હારે પ્રજાના પરમ વિકાસ થયો મનાશે.
રોમ ને ગ્રીસના મહાલયોના ખડેરો ને મહાકાવ્યો, મુગ-
લાઇના દિલ્લ્હી ને આગ્રા ને ફતેહપુર સીક્રીના રાજમહેલો,
પ્રાચીન સસ્કૃતિઓના એ તાજમહેલ ને કાદબરી એ યુ-

ગના અમ્મર સંભારણાં છે સૌન્દર્યના ધામ, સંસ્કારિતાનાં મન્દિરો, કલાના મહાલયો, ગરીબોની પર્ણકુટીરોના જેવાં ને જેટલા જ પ્રજાજીવનના પોષક પ્રેરક વિકાસક છે સમાજના આત્મામાના રસજલના એ ફૂવારા છે

આપણો સુન્દર ગુજરાત, ભરતખંડનો ગુલઝાર ગુજરાત વ્યાપારપ્રધાન દેશ છે ઉદ્યોગપરાયણ ગુજરાતના બન્દરોએથી ભરતખંડનો વ્હેપાર દેશપરદેશ જતોઆવતો સૂરત અમદાવાદ પાટણ સૌરાષ્ટ્રની કારીગરી ત્ય્હાંથી જગતના બાઝારોમાં જતી બાદશાહો અમદાવાદી મશરૂ ને કિનખાબ પહેરતા. ગુજરાતના હુન્નરઉદ્યોગો ભૂતકાલમા સૌન્દર્યવિહોણા–કલાવિહોણા ન હતા, વર્તમાનમા કલાવિહોણા ન જ હોય કાપડમા પોત ને ભાત બન્ને યે પારખૂઓ તો પારખે છે પ્રજાજીવનનું એ પોત એટલે હુન્નરઉદ્યોગો, એ ભાત એટલે સૌન્દર્ય ને કલા ઉદ્યોગ ને કલાનો વિરોધ નથી, પોત ને ભાતની પેઠમ એકબીજાની પૂરવણી છે અમદાવાદી અતલસના રંગો, અમદાવાદી મશરૂની વિવિધ ભાતો, અમદાવાદી કિનખાબનું કસબીપણું, અમદાવાદની ઉદ્યોગભાવનાનું તેમ જ સૌન્દર્યભાવનાનું દર્શન છે. ગુજરાતના કેટલાક કલારસિકો ને કેટલાક ધનિકોનો આ સમારંભ ગુજરાતના સર્વ કલારસિકો ને સર્વ ધનિકોનો સમારંભ થાય એવી કીયા ગુજરાતીની ભાવના ન હોય?

પણ આશાને એ આંબે મ્હોર ક્ય્હારે આવે? પ્રેરણા ને પરિશ્રમ સંગાથે સંચરે ત્ય્હારે સર્વ કલાવિધાયકોને

મ્હારી એક વિનતિ છે પરિશ્રમને પરિત્યાગશો મા કલા-કારનો સ્વભાવ જ લ્હેરખડો હોય છે. પણ આનન્દી પ્રકૃતિ એટલે આળસુ પ્રકૃતિ એમ અનર્થ થવો ન જોઇએ પ્રેરણાના પ્રેરાયેલાઓને પણ પરિશ્રમના જ પાણી ઉછેરે છે સર્વમાન્ય લોકોક્તિ છે કે Two p c. of inspiration & 98 p c. of perspiration બે ટકા પ્રેરણા ને ૯૮ ટકા પરિશ્રમ. પ્રેરણાના બાળકો પરિશ્રમના ધાવણ વિનાના બાલપણામા જ કરમાઈ જતા અનેક દીઠા છે

પ્રજાનાયકોને તેમ જ રાજ્યનાયકોને અન્તિમ મ્હારી વિનતિ એક છે ધર્મને, કલાને, કેળવણીને રાજકીય પક્ષા-પક્ષીથી–Party Politicsથી પર રાખજો ધર્મની ભાવના તો પ્રજાત્વથી યે પર છે કલા ને કેળવણી પ્રજાત્વથી પર ન હોય કોઈ પણ પ્રજાનુ સાહિત્ય ત્હેની દેશની ભાષાથી, ત્હેની માતૃભાષાથી નિરાળુ ન જ હોય કોઇ પણ પ્રજાનુ સસારજીવન–કલાજીવન ત્હેની પ્રજાત્વભાવનાથી નિરાળુ ન હોય આત્માવિહોણુ મનુષ્ય હોય તો પ્રજાત્વવિહોણી પ્રજા સભવે. પણ ઇગ્લાડનુ પ્રજાત્વ એટલે કોનઝરવેટિવની કે લીબરલની, લેબરની કે રેડીકલની છાવણી નહી ઇગ્લાડનુ પ્રજા વ એટલે એ સર્વે યે છાવણીઓનો સઘસમુદાય. ઓક્ષફર્ડ ને કેમ્બ્રીજ, ક્રિસ્ટલ પેલેસ ને બ્રિટિશ મ્યૂઝિયમ એટલે સાસારિક કે રાજકીય પક્ષાપક્ષી નહી. વેસ્ટમિનિસ્ટર ને સેન્ટ પોલ એટલે સર્વ પક્ષના મહાનાયકોના કીર્તિધામ ને સમાધિમન્દિર મન્દિરોમા સાસારિક રાજકીય કે કળા-

વિધાયક સર્વ પક્ષનાં સર્જન ને સન્નાર પ્રભુભક્તિ કરે; સરસ્વતીમન્દિરોમા સર્વ પક્ષના સન્તાનો સરસ્વતીનો પ્રસાદ પામે ગુજરાતના ઓ પ્રજાનાયકો ! ગુજરાતના ઓ મહારાજાઓ ! ગુજરાતની આજની ઓ સાર્વભૌમ સરકાર ! ધર્મમન્દિર કલામન્દિર સરસ્વતીમન્દિર પક્ષાપક્ષીથી પર રાખજો ! પ્રજાના સર્વ અગોનો વિકાસ ઇચ્છતા હો તો પ્રજાના સર્વ પક્ષ, અનેકધા પ્રજાહિત વાછતી અનેક પ્રજાકીય છાવણીઓ ત્ય્હા દર્શને જાય, ને પૂજી શકે એવુ રાખજો. નરસિહ મહેતા ગાઈ ગયા છે

પક્ષાપક્ષી ત્ય્હા નહીં પરમેશ્વર,
સમદષ્ટિને સર્વ સમાન

ધર્મ કલા ને કેળવણીના પાયા સમદષ્ટિ ઉપર માડજો; પક્ષાપક્ષીમા પરમેશ્વર નથી

વસન્તોત્સવ રચ્યે મ્હારે તો પચ્ચીસ વર્ષો વીતી ગયાં. અમદાવાદ આજ વસન્તોત્સવ ઉજવે છે. આજે આનન્દ ને હુલ્લાસનુ પરવ છે મહાત્માજીની આઝાદી પણ અણુ-ધાર્યો આનન્દ ઉભરાવે છે પવિત્ર ને પુણ્યવન્તી સૌન્દર્ય-પૂજાનો નવયુગ આજથી આરભાય છે. એ સૌન્દર્યપૂજા જો છાયાપૂજા નહીં હોય, એ હુલ્લાસ ને આનન્દ આથમતા સૂયના માત્ર વાદળરગો જ નહી હોય, તો પ્રજાજીવનમાં આત્માનન્દના ફૂવારા તે ઉડાવશે આશાઓ અનેક હોય, સર્વ આશાઓ કાઇ ફળતી ફૂલતી નથી. વ્યક્તિઓના પુરુ-ષાતન, પ્રજાના ભાગ્ય, પ્રભુના પરમ સકેત, એ સહુમાથી

શુભાશુભ ભવિષ્ય પરિણમશે. ભાવિના વચન આપવા ખોટા છે, કારણ કે ભાવિ મનુષ્યાધીન છે તેથી અનેકધા અગમ્યને આધીન છે.

ગુજરાતમા આર્યસસ્કૃતિ હતી બૌદ્ધસસ્કૃતિ આવી ગઇ, ને જૈનસસ્કૃતિ ભાગ્યવિધાતા થઈ. પછી ગુજરાતને ઇસ્લામે ને વૈષ્ણવોએ ઓપ દીધા ગુજરાતને અહિસાત્મક જૈનસસ્કૃતિએ રાખ્યુ ગુજરાતના રાજકુળને જૈનસસ્કૃતિએ સરક્ષ્યુ ગુજરાતની પ્રાકૃત અષ્ટાધ્યાયી પરમ સમર્થ જૈનાચાર્ય હેમચન્દ્ર સૂરીજીએ રચી જૈનોના રાસાઓએ ગુજરાતી સાહિત્યનુ વ્હેણ વ્હેતુ રાખ્યુ એ જૈનસસ્કૃતિને ઓ પ્રમુખ શ્રી ! આપના સ્વર્ગસ્થ વડિલશ્રીએ, એ વડિલના ને આપના પૂજ્ય બ્રહ્મચર્યવર્ચસ્વી આચાર્યશ્રીએ આ જમાનામા પોષી–પ્રફુલ્લાવી છે અમદાવાદના લગભગ અડધ શેઠિયાઓએ પ્રજાપ્રતિનિધિ સભાને યોગ્ય આપને હમણા જ ઉચ્ચાર્યો છે આશા છે કે આપને શુભ હસ્તે અમદાવાદનુ સાર્વજનિક કાઇક કલ્યાણ થશે ગુજરાત કલાપ્રવર્તક મડળ વતી, ગુજરાતના કલારસિકો વતી, ગુજરાતનુ આ કલાપ્રદર્શન ખુલ્લુ મૂકવાની, ગુજરાતના સૌન્દર્યનો મુગ્ધ, ગુજરાતની ઐતિહાસિક આત્મસમૃદ્ધિનો ગૌરવશાળી, ગુજરાતના જગત્‌સન્દેશનો એક ઉપાસક, ગુજરાતના સૌન્દર્યમન્દિરનો આ પૂજારી, ગુજરાતના રસરસિયા નરનારને અભિવન્દી, આપને વિનતિ કરે છે.

---

# ગીતાંજલિના
# ભાષાન્તરની પ્રસ્તાવના



રવીન્દ્ર બાબુની ગીતાજલિના એત્રણ ગુજરાતી ભાષાન્તરો તો જાણુમાં યે છે સૌ૦ કનકલક્ષ્મી હવેના આ ભાષાન્તરથી ગીતાજલિના વિલાસીઓને રસતૃપ્તિ થશે કે નહીં, એ પ્રશ્નનો ઉત્તર તો મૂળ બંગાળી ગીતોના શોખીનો જ આપી શકે.

ઇંગ્રેજી ગીતાજલિના રસભોગીઓને આ ભાષાન્તરમાં રાહ્રીસમાનતા—સમશ્લોકીત્વનો ગુણ જણાશે જ. ઉપરાન્ત શબ્દલાઘવ અને શબ્દસૌન્દર્યથી પરિણમતી મધુરતાનાં આમા દર્શન થશે એનો અર્થબોધ ને ભાવસુગમતા, લલિત સુકુમાર વાણીતા, આ ભાષાન્તરમાં યે છે.

આ ભાષાન્તર બંગાળી ગીતો ઉપરથી નથી, ને તેથી બંગાળી ગીતોમાંની સંગીતવિવિધતા આમાં નથી આ ભાષાન્તર ઇંગ્રેજી ગીતાંજલિ ઉપરથી નથી, ને તેથી ઈંગ્રેજી પદાવલિમાંના સૂચકતા અને ધ્વનિસભાર આમાં નથી આ ભાષાન્તર હિન્દી ગીતાંજલિ ઉપરથી છે, ને તેથી પ્રત્યેક પદને હિન્દી ભાષાન્તરકારે સમર્પેલી, ઈંગ્રેજી ગીતાંજલિમાં નથી તે, નામાવલિ આમાં છે એ નામાવલિમાં પ્રત્યેક કાવ્યપુષ્પનું જાણે કે અત્તરનું બિન્દુ સારવેલું છે

બંગાળી કવિતાનું બંગાળીમાંથી નહીં ને હિન્દીમાંથી આ ભાષાન્તર કેમ ? બંગાળી નાટ્યસાહિત્યના રસમન્દિરના કલશરૂપ ગણાતા નૂરજહાન ને શાહજહાન નાટકો અને વિરહિણી વ્રજાંગનાનું માઇકલ મધુસૂદનનું સુન્દર ગોપિકા-વિરહનું કાવ્ય આ લેખકે પણ હિન્દી ભાષાન્તરોમાંથી જ વાંચ્યાં છે કારણ શું ? બંગાળીઓ પોતાના પોતાપણાના—વાસ્તવિક રીતે—મગરૂર હોઇ પોતાની લીપીમાં ગૌરવ માને છે, ને તેથી દેવનાગરી લીપીમાં પોતાનું સાહિત્ય છાપતા નથી પરિણામે બંગાળી સાહિત્યના ભારતવર્ષમાંના પ્રસારમાં બંગાળીઓ પોતે જ અન્તરાયરૂપ નીવડે છે આ લેખકને મરાઠી ભાષા પૂરી આવડતી કે સ્હમજાતી નથી, છતાં મરાઠી સાહિત્ય કાંઇક તે વાંચે છે, કારણ કે દેવનાગરી લીપીને લીધે સ્હમજવાના પ્રયત્નમાં વાચનની સરળતાની સહાયતા છે દેવનાગરી લીપીમાં પુસ્તકો છાપવાનો આ પ્રશ્ન ગુજરાતીઓ તેમ જ બંગાળીઓએ સત્વર વિચારી

સુધારવો ઘટે છે. સરસ્વતીચન્દ્ર તથા જયા ને જયન્ત દેવ-નાગરી લીપીમા છપાયા હોત તો ભરતખડમા વધારે વચાત નહીં? હિન્દની ઘણીખરી પ્રાન્તભાષાઓમા સસ્કૃત શબ્દોનું તાજેતરનુ નવપૂર આવ્યા પછી તો અવ્યયો, વિભક્તિના પ્રત્યયો, તથા ક્રિયાપદના રૂપોની મુખ્યત્વે તો પ્રાન્તવિવિધતા રહી છે લખવાની અને છાપવાની લીપીઓ નિરાળી હોવાથી દક્ષિણી કે ઇંગ્રેજી પ્રજાઓએ કે પ્રજાઓના સાહિત્યે શું ગુમાવ્યુ છે? અને ગુજરાતી તથા બગાળી પ્રજા કે પ્રજાના સાહિત્યે શી લ્હાણ લીધી છે?

આ ભાષાન્તરમા જે વિશેષતા છે તે તો ત્હેમા રહેલી સ્રીત્વની છાપ 'એક દેવીના આત્મવૃત્તાન્ત'ના ગોઈથેના વ્હિલ્હેમ મિન્સ્ટરમાના પ્રકરણના ભાષાન્તરમા કાન્તે જે કમનીયતા ને રમણીની રમણીયતા સાચવ્યા છે, ઓલીવ શ્રીનરના એકાદબે સ્વપ્નાઓના ઘણા વર્ષો પૂર્વે જ્ઞાનસુધામાં પ્રસિદ્ધ થયેલા ભાષાન્તરમા મૂળની સુકુમારતા જે જળવાયેલી છે, એને મળતું પણ વિશેષ સુમધુર માધુર્ય રવીન્દ્ર બાબુના કાવ્યોમા છે, અને રૂપાની ઘટડીઓના મીઠા કલરવની મધુરતાના જેવી મીઠી ગુર્જર સુન્દરીની મીઠાશભરી સુકોમળ વાણીમા આ ભાષાન્તરમા તે ઉતરેલુ છે. રવીન્દ્ર બાબુની કાવ્યમાલામાના સૌન્દર્ય ને સુકુમારત્વનાં દર્શન ગુર્જર સુન્દરીના આ ભાષાન્તરમા સુસ્પષ્ટતાથી થાય છે. ગીતાજલિ તો સારી દુનિયામા ગાજતો ભરતખડની કવિતાનો કોકિલટહુકાર છે એ કોકિલટહુકારનો મધુરો ટહુકરવ આ ભાષાન્તરમા યે બોલે છે.

બાકી તો ભાષાન્તરથી પર હોય તે સદા પર રહેશે જ ગુર્જર સુન્દરીને યૂરોપી પોશાક ધરાવતા કે યૂરોપી કોમલાગનાને ગુર્જર વસ્ત્રો પ્હેરાવતાં સૌન્દર્યની મુદ્રા ને પ્રકાર જ પલટાઈ જશે ચન્દ્ર પણ સવિતાના ભર્ગ ઝીલી ચન્દ્રિકા જ આપે છે, તે વર્ચસ્વીના મૂળ વર્ચસ્ આપતો નથી મ્હોટે ભાગે ભાષાન્તરોનુ એમ જ રહેવાનુ

ઇંગ્રેજી ભાષાન્તર થયા પછી ગીતાજલિને ઓળખાવવી પડે તેમ હવે નથી હવે તો ગીતાજલિ દુનિયાના અમર પુસ્તકોની પુસ્તકમાલામા સ્થપાઇ છે, સરસ્વતીમન્દિરના અન્ત પુરમા સત્કારાઈ છે, ગીતગોવિન્દ ને મેઘદૂતની સાથે વિરાજી રહી છે જો કે બગાળાના કે ઉજ્જયિનીના એ પ્રાચીન કવિઓની રસલક્ષ્મી જેવી ને જેટલી રસલક્ષ્મી બગ દેશના આ અર્વાચીન કવિના કવિત–ભડારમાં નથી પણ આપણે એવા પડઘો ઝીલનારા ને પરાવર્ત્તનવાદી થતા જઇએ છીએ કે આપણુ યે પશ્ચિમમા જઈ ઉગે ત્ય્હારે ત્હેનાથી પ્રકાશવન્તા થઇએ આજ સૂધી પૂર્વમા ઉગેલા પ્રકાશથી પૃથ્વી ને પશ્ચિમ પ્રકાશવન્તા થતા આવ્યા છેઃ પણ પૂર્વમા ઉગેલો સૂર્ય પશ્ચિમે જઇને પૂજાય નહી ત્ય્હાં સૂધી હવે આપણે ત્હેને ઓળખતા નથી સ્વામી વિવેકાનન્દજી નવેક માસ જૂનાગઢમા રહ્યા હતા શિકાગોએ ત્હેમની મહત્તા માપી ને ઓળખાવી ત્ય્હા સૂધી કેટલા ગુજરાતીઓએ સ્વામીજીને પિછાણ્યા હતા ? સ્વામી વિવેકાનન્દ અને જગદીશ બાબુની પેઠે રવીન્દ્ર બાબુની યે મહત્તાની

છાપ પશ્ચિમમાંથી—સ્ટોકહોમમાંથી આવેલી છે, કે જ્યહાં આજે ઉજ્જયિનીનો રસનિકષતાનો ધર્મ પળાય છે, ને ભોજને કાંઈક પગલે ચાલી વરસમાં એક વાર એક કાવ્યકર્તાને સવા લાખ રૂપિયા ઈનામ અપાય છે આપણે આપણી સાચી કીમતે આંકતા ભૂલી જઇશું ? ને પોકાર્યાં કરીશું કે બીજાઓ આપણું સાચું મૂલ આંકતા નથી ?

ગીતાંજલિમાં રવીન્દ્ર બાબુની વંશાવલિ ઉતરેલી છે મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરને ઉપનિષદ્‌ની અને હિમાલયની mysticism—અગમ્યતા અને ગહન ભેદમયતા ઘણાં પ્રિય હતાં એ પિતાના સત્પુત્રના આ કાવ્યસંગ્રહમાં વાણીથી પર રહેલી તે ઝલક ઝલકે છે. ભારતના તપોવનોમાં, પર્વતમાળાઓ ઉપર, મહાનદોના જલપૂરમાં, ગિરિકન્દરાઓની ગુફાઓમાં, મન્દિરોના ઘુમ્મટો વિશે, મહાસાગરના મહદૂર્મિઓમાં, ઉપનિષદોમાં તરવરતી એ ભેદભરી અગમ્ય ભાવના, જે હિન્દુજીવનને કોક ને કોક રૂપમાં નિત્યપરિચિત અને નિત્યકલ્યાણક છે, ને હિન્દની સંસ્કૃતિને ન ઓળખનારા જેને સ્હમજી પારખી કે દેખી યે શકતા નથી તે, આ કાવ્યસંગ્રહમાં ઉભરાય છે યૂરોપને ગીતાંજલિ જોઈને મહદાશ્ચર્ય થયું, અને યૂરોપનું એ મહદાશ્ચર્ય પેખી હિન્દ અત્યયબ પામ્યું તે આ કારણથી જ. હિન્દના નરનારને જે નિત્યપરિચિત છે તે યૂરોપને અગમ્ય ભાસ્યું

મહર્ષિના જીવનમાંની અગમ્યભાવના ને ભેદપ્રિયતા ગીતાંજલિમાં છે. લાલિત્ય ને સૌન્દર્યના અનુપમ વાઘામાં

ગીતાંજલિ ભારતનો જીવનપ્રવાહ છે, અર્વાચીન વસ્ત્રાલંકારમાં ગીતાંજલિ ભારતની પ્રાચીન ભાવના છે નવવિધાન બ્રહ્મસમાજની ત્‍હેમાં ભાવનિર્બળતા નથી, સાધારણ બ્રહ્મસમાજની ત્‍હેમાં બુદ્ધિપ્રધાનતા નથી, ગીતાંજલિમાં તો વર્તમાનમાં રૂપાન્તર પામેલી ઉપનિષદ્‌શાઇ પ્રાચીનતા છે ગીતાંજલિમાં ભારતનો સનાતન શબ્દ છે

રવીન્દ્ર બાબુના કુટુબીજનો કેટલાક પ્રાન્તપ્રસિદ્ધ છે ને કેટલાક હિન્દપ્રખ્યાત છે મહર્ષિ દેવેન્દ્રનાથના તે સત્પુત્ર છે સુવર્ણકુમારી દેવીના તે ભાઈ છે, સરલાદેવીના તે મામા છે બગાળી ચિત્રકાર અવનીન્દ્રનાથના તે ભાઈ છે ખેડા અને પચમહાલના કલેક્ટર મિ૦ ઘોસલના મામા તથા અમદાવાદના પૂર્વના સેશન્સ જજ મિ સત્યેન્દ્રનાથના ભાઈ તરીકે ગુજરાત ત્‍હેમને સહેલાઇથી પિછાનશે. એક જ કુટુબમાં આટલી સમૃદ્ધિ તે મહર્ષિના જ વિભૂતિભડારની પુણ્યવિપુલતાના દર્શન છે

પણ એમ લાગતું નથી કે રવીન્દ્રનાથ ઠાકોર ને જગદીશચન્દ્ર વસૂ જેવા સમર્થ જગદ્‌વન્દ્ય સરસ્વતીપુત્રો ભારતીને ખોળે જન્મે છે ત્‍હ્યાં સૂધી ભૂતકાળમાં જગત્‌-અજવાળતુ, દુનિયાને વર્ચસ્વી—ઓજસ્વી કરતું, પરમવન્દ્ય ને સર્વપૂજ્ય હિન્દનુ બ્રાહ્મણત્વ નાશ પામવા નથી સરજાયુ? હિન્દનુ બ્રાહ્મણત્વ તો જગત્‌નુ ત્રિકાલાબાધિત એક મહાસત્ય છે, ને ગીતાંજલિમા તે બ્રાહ્મણત્વની સનાતન મહાવાણી છે. અને नाभावो विद्यते सतः ।

## શ્રી જૈન સાહિત્યપરિષદ, સૂરત

ચતુર્વિધ સઘને વન્દના !

મહાકવિ કાલિદાસના મેઘદૂતની મોહિની અજબ છે. સસારીઓને તેમ જ સન્યાસીઓને પણ તે લાગી છે. અનેક જૈન અનુકરણો એ અનનુકરણીય ખડકાવ્યના રચાયા છે. ચેતોદૂત, પવનદૂત, શીલદૂત, વિગેરે. એવુ એક ઇન્દુદૂત મહામહોપાધ્યાય વિનયવિજયજીનુ છે. તેમા આચાર્યગુરુને જોધપુરથી વિજ્ઞપ્તિ સૂરત પાઠવી છે આબૂ, સિદ્ધપુર, અમદાવાદ, વડોદરા ભરૂચ પછી સૂરતનુ વર્ણનઃ ગોપીપુરાનુ વર્ણન પા ૧૪–૧૫ નીચે પ્રમાણે

**विज्ञप्तित्रिवेणी, पृष्ठ १४**

बडोदेके बाद ४–६ काव्योंमें कवि भरूच और उसके पास बहनेवाली नर्मदा नदीका उल्लेख कर एकदम सुरतकी शोभाका

वर्णन करने लग गया है। सुरत उस समय बडी उन्नत दशामें था। सारे हिन्दूस्थानमें वह सबसे बडा व्यापारका स्थान था। उस समय उसमें प्राय पृथ्वीके सभी देशोके मनुष्य व्यापार करनेके लिये आया जाया करते थे। सुरतकी उस समय वह दशा थी जो आज बम्बईकी है। दूर दूरके देशोसे तापी नदी द्वारा सैकडो जहाज आया जाया करते थे और सब प्रकारका माल लिया जाता था। कवि इस शहरका बहुत कुछ वर्णन करता है। वहाके धनाढय और सन्मान्य जैन समुदायकी बडी महिमा गाई गई है। लिखा है कि–

यत्र श्राद्धास्तत सुमनसो विश्वमान्या वदान्या
सख्यातीता अमितविभवा प्रौढशाखा प्रशाखा।
कुत्राप्याद्याद्यरकजनिता सस्थिता कल्पवृक्षाः,
प्रादुर्भुतास्त- पगणपति प्रौढ पुण्यानुभावात्॥ ९॥

सुरतमें गोपीपुरा नामका जो भाग है वह सारा शहरमें विशिष्ट भाग माना जाता है। इस भागमें जैन समुदायकी विशेष वसति है और सम्पत्तिशाली भी अधिक है। श्री विनयविजयजीके समयमें भी यही भाग अधिक विशिष्ट था। आचार्य इसी गोपीपुरेके उपाश्रयमें ठहरे हुए थे। कविने इस उपाश्रयकी शोभाका बडा ही आकर्षक और वैभवशाली वर्णन किया है। देखिये–

मध्येगोपीपुरमिह महान् श्रावकोपाश्रयोऽस्ति,
कैलासाद्रेः शिखर इव प्रौढलक्ष्मीनिधानम् ।
अन्तर्वर्त्यार्हतमतगुरुप्रौढतेजोभिरुद्य-
ज्ज्योतिर्मध्यास्थितमघवता तादिषेणोपमेय ॥ २ ॥ (१०?)
भित्तौ भित्तौ स्फटिकसरुचौ कुट्टिमे तादृशे च
सन्क्रामस्त्व सुभग ! भवितास्य तल्लक्ष्यस्वरूप ।
युक्त चैतत्तरणिनगरोपाश्रयस्यान्यथा श्री-
र्द्रष्टु शक्या न खलु वपुषैकेन युष्मादृशाऽपि ॥ (?०२)
तस्य द्वाराङ्गणभुवि भवान् स्थैर्यमालम्ब्य पश्यन्
साक्षाद्देवानिव नृजनुषो द्रक्ष्यसि श्राद्धलोकान् ।
हस्त्यारूढानथ रथगतान् सादिनश्चार्यपैर-
प्यर्यान् श्रोतु रसिकहृदयान् शीघ्रमाटीकमानान् ॥ ४ ॥ (१०३)
उपाश्रयके मध्यमे जो व्याख्यानमडप और व्याख्यानाके
बैठनेका सिंहासन था उसका स्वरूप पढिये,
मध्ये तस्या श्रमणवसतेर्मण्डपो य क्षणस्य,
सोऽस्य कान्त्याऽनुहरति सना ता सुधर्मा मघोन ।
मुक्ताचन्द्रोदयपरिचितस्वर्णमाणिक्यभूषा-
श्रेणीदीप्तो विविधरचनाराजितस्तम्भशोभी ॥ ५ ॥ (?०५)
मध्ये सिंहासनमनुपम तस्य शक्रासनाभ,
चेतश्चैतत् प्रलयति सता हृद्यपद्यानुकारम् ।

सालकार सुघटितमहासन्धिबन्ध सुवर्ण,
स्वच्छच्छाय सुललितचतुष्पादसम्पन्नशोभम् ॥ ६ ॥ (१०६)
दीप्रोपान्त स्वसदृशरुचा पादपीठेन नम्र--
क्ष्माभृच्छ्रेणीमुकुटघटनाकोमलीभूतधाम्ना ।
पक्त्योढूनामिव गुणयुजा मौक्तिकस्वास्तिकेन,
व्योम्नो लक्ष्मीं किल विदधतोपेन्द्रपादार्चितेन ॥ ७ ॥ (१०७)

સૂરતની આજે એ જાહોજલાલી નથી ગોપીપરૂ તો આજે યે પ્રૌઢશાખાપ્રશાખાવાળા કલ્પવૃક્ષો સમોવડા પ્રૌઢ-પુણ્યાનુભાવાત્ પ્રાદુર્ભૂત થયેલા તપગણપતિઓથી ઉજળું છે ત્ય્હાં આજે જૈન સાહિત્યપરિષદનો સમારંભ થાય એ આનન્દવાર્તા છે

એકાદ-બે વાતો પ્રથમ જ કહી લઉં

૧ નિરાળી જૈન સાહિત્યપરિષદ આ પરિષદ ગુજરાતી સાહિત્યપરિષદથી જુદી શા માટે ? એનો ઉત્તર તો પૂછનારને ત્હમે આપશો જ

મ્હારી એક ચેતવણી પુરાણી પુરાણી જૈનને જ નહીં, પણ પ્રાન્તિક સાંપ્રદાયિક Class કે Communal એવી સકલ હિલચાલોને એ ચેતવણી

હોજરી અને અવયવોની પુરાણી રોમની કથા અહીં યાદ આવે છે

પ્રાન્તીય હિત નિરનિરાળા હોય, પણ દેશહિતથી વિરોધી ન હોય નાતજાતકોમના હિત પૃથક હોય, પણ

સમસ્તહિતથી વિરોધી ન હોય અવયવોના ભિન્નભિન્ન કર્તવ્યધર્મહિત દેહધર્મકર્તવ્યહિતના વિરોધી ન હોય. બાગના પ્રત્યેક વૃક્ષને જૂદા પાણી સીંચો પાગરે, મ્હોરે, પ્રફુલ્લે પણ પરસ્પર અથડાઈ નિજનિજના મ્હોર ખેરવે, ફૂલ વેડે, ફલ બગાડે એમ ન થવુ જોઇએ તે જ પ્રમાણે જૈન સાહિત્યપરિષદ જૂદી ભલે ભરાય પરન્તુ ગુજરાત સાહિત્યપરિષદની હિતવિરોધી ન હોય બલ્કે પોષક હોય.

૨ વર્તમાન ગુજરાતી સાહિત્યમા જૈનોને અન્યાય થયો છે, વનરાજ ચાવડાથી માંડીને મહીપતરામભાઈએ તો નાગરોના હાટકેશ્વર મહાદેવના લિંગને પણ સુવર્ણનો નિસાતરો વનરાજ ચાવડામા કહેલ છે (હાટક=સોનુ ને લિંગનો આકાર નિસાતરાના જેવો છે માટે) આ સ્થિતિને માટે જૈન ને જૈનેતર ઉભયના વાંક છે

૩ આજના વ્યાખ્યાનમા વથલી જૈનપરિષદમા, મહાવીરજયન્તીઓમા કહેલુ ફરીથી સાભળો તો ક્ષમા કરશોઃ કેમકે ઇતિહાસ રોજ રોજ નવા નથી ઉગતા

## છેલ્લા જૈન તીર્થંકરનો પ્રાદુર્ભાવ

આજે વીર સં૦ ૨૪૫૦ ચાલે છે ઈ સ પૂ. ૫૪૦ મા ભગવાન મહાવીર સ્વામી થયા. એ કાળ ક્ષત્રિયયુગનો.

વેદમંત્રોના દ્રષ્ટા બ્રાહ્મણો છે સંહિતા, બ્રાહ્મણ, ઉપનિષદો, સૂત્રો—ધર્મસૂત્રો ને ગૃહ્યસૂત્રો રચાયા એ બ્રાહ્મણયુગ હતો

બ્રાહ્મણયુગ પછી ક્ષત્રિયયુગ એઠા ધર્મધુરન્ધરો ક્ષત્રિય રત્નો થયા શ્રી કૃષ્ણચન્દ્ર ને શાન્તિપર્વના ભાખનાર ભીષ્મ પિતામહ સિદ્ધાર્થ પ્રભુ, ને ભગવાન મહાવીર સ્વામી

પછી ભર્તૃહરિ ને ભર્તૃહરિના ભાણેજ ગોપીચદ

એ ક્ષત્રિયયુગમા મહાવીર સ્વામીનુ પ્રાકટ્ય થયુ

જીવન, જ્ઞાન, તપ બુદ્ધ પ્રભુને ઘણા મળતા, ઝરથ્રુસ્તની પેઠમ ચારિત્રનો ઉપદેશ, ભાવ ને દ્રવ્ય ઉભયનો સ્હેમનો મુખ્ય હતો

## જૈન ધર્મની વિશેષતા.

વૈષ્ણવ શૈવ ખ્રીસ્તી ઇસ્લામી ભક્તિમાર્ગો

વેદાન્ત જ્ઞાનમાર્ગ, ઝરથૂસ્ત ચારિત્રવાદ

બૌદ્ધ ને જૈન એમા જ દયામાર્ગ, અહિંસાનો પ્રધાન આદેશ છે બૌદ્ધનો ઉપદેશમા રહ્યા—જાપાન માસાહારી છે.

જૈનોમા હજી જીવનમા સઘમા અહિંસા પ્રવર્તે છે.

પચ ગૌડ માસાહારી, પચ દ્રવિડ માસાહારવિરોધી.

જૈનોએ ક્ષત્રિયોને યે અહિંસક બનાવ્યા, ગુજરાતને અહિંસક બનાવ્યું

કેટલાક માક્ષગે આને દોષ ગણી ઉપહાસ કરે છે હશે

યાહુદી ખ્રીસ્તી ઝરથૂસ્તી ઇસ્લામી બૌદ્ધ જગતના મહાધર્મોમા જૈન ધર્મની એ વિશેષતા છે अहिंसा परमो धर्म બ્રાહ્મણત્વે યે સ્વીકાર્યું બુદ્ધ ભગવાનને, જીવતા વિરોધ

કીધા પછી, વિષ્ણુના અવતાર ગણ્યા ઋષભદેવને ચોવીશ અવતારાવલિમા લીધા

ઓસવાળો અસલ ઓસી રાજપૂતો હતા

યૂરોપના કવિરાજોના ભાવિ સતયુગના સ્વપ્ના એવાં છે કે એ વિશે તરવારો ટીપાઈ હળ બનવાની ભવિષ્યવાણુ ભાખેલી છે યૂરોપના આજના સ્વપ્ના તે હિન્દના ૨૦૦૦ વર્ષ ઉપરના ઇતિહાસના સત્યો છે તરવારો ટીપાઈ અહી ગજ થયા છે

## અન્ય વિશેષતાઓ

વેદ ધર્મની ધર્મભાષા દેવભાષા—સંસ્કૃત હતી બૌદ્ધ ને જૈન ધર્મની ધર્મભાષા લોકભાષા પાલી માગધી અર્ધ-માગધી વિગેરે હતી શાસ્ત્રો, સૂત્રો, ધર્મોપદેશ સંસ્કૃતમાં, બ્રાહ્મણોનુ સાહિત્ય હતુ ત્ય્હારે જૈન સાહિત્ય સંસ્કૃત, પ્રાકૃત, અને પછી ગુજરાતીમા છે

ચતુર્વિધ સંઘની કલ્પના સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા.

બૌદ્ધ ધર્મોપદેશનુ સ્થાન સંથાગાર—the town hall.

બૌદ્ધ—જૈન મૂળે બ્રાહ્મણધર્મના વિરોધી હતા પછી એ જ બ્રાહ્મણ ધર્મે બુદ્ધ ભગવાનને દશાવતારમા અને ઋષભદેવ ભગવાનને પણ અવતારોમા ગણ્યા છે

છેલ્લી હિન્દુ સભામા બૌદ્ધો અને જૈનોને હિન્દુઓ ગણ્યા છે

## જૈનોનુ દર્શન હતું, કે ધર્મ ?

દર્શન હતુ, ધર્મ હતો, સંસ્કૃતિ હતી

વૈષ્ણવ શૈવ જન માત્ર ધર્મભેદે ભિન્ન નથી સૂક્ષ્મતાથી નિહાળશો તો Types જ નિરાળા

ફિલસુફી ને ધર્મગ્રન્થો તો નિરનિરાળા હોય જ પરન્તુ જ્યોતિષ, વૈદક, વ્યાકરણ, સાહિત્ય, ગણિત, મંત્રતંત્ર સહુ નિરનિરાળા છે

જમનાને કાંઠે બાદશાહ શાહજહાને તાજમહેલ બંધાવ્યો તેવો જ બીજો તાજ સામે કાંઠે બંધાવવાનો બાદશાહનો અભિલાષ હતો તે જ પ્રમાણે હિન્દુ ને જૈન સંસ્કૃતિના સામસામે બંધાયલા હોય ત્હેવા તાજમહેલ

## જૈનો અને ગુજરાત.

Mythology–દેવકથા એવી છે કે અનેક મુનિરાજો સિદ્ધાચળ ઉપર મુક્તિ પામ્યા

ગિરનાર ઉપર શ્રી કૃષ્ણચન્દ્રના પિત્રાઇ નેમીનાથજી તીર્થંકર મહારાજ થયા એવુ દેવકથાઓમા કથન છે

કલ્યાણમન્દી સ્તોત્ર વિક્રમ રાજાના ગુરૂ તીર્થદિવાકર સિદ્ધસેનજી અનેક ન્યાયગ્રન્થોના કર્તા

ઇતિહાસ ઇ સ ૬૯૯, શીલગુણસૂરીજી, પંચાસરનો ઘેરો, રાણી રૂપસુન્દરી, વનરાજ, પંચાસર, વડગામ, વણોદ, સંખેશ્વર, શીલગુણસૂરીજીનો ઉપાશ્રય, ૭૪૬, પાટણની સ્થાપના, પંચાસરા પાર્શ્વનાથજી

હેમચન્દ્રાચાર્ય—ગુજરાતના જૈન સાહિત્યના મહાકે-સરી, ધંધુકાના, અમદાવાદને સ્થાને કર્ણાવતી હતુ ત્યા ઉ-પાશ્રય કરણ, સિદ્ધરાજ, કુમારપાળના સમયમા સારા ગુજરાતમા ગાજતા અલૌકિક દન્તકથાઓ, મહાસમર્થ ગ્રન્થો પ્રાકૃત અષ્ટાધ્યાયી ને દ્વાશ્રય

લોકા શાહ જન લ્યૂથર—લ્યૂથર પૂર્વ શીત્તેરેક વર્ષે, અમદાવાદમા

સસારી સાધુ ૪૫ સાધુઓને દીક્ષા આપી, ૫ જાબ સૂધી ભારતમા વ્રમાવ્યા

ધર્મસિહ મુનિ બત્રીશમાથી સત્તાવીશેક સૂત્રોના ટબ્બા પૂર્યા ભાષ્ય લખ્યા જૈન ભાષ્યકાર, અને ત્યાગની પ્રણાલિકા પુનરપિ સ્થાપનાર

હિરવિજય સૂરી અકબરશાહે ફતેહપુર સીક્રીમા ઇ-બાદતખાનુ સ્થાપ્યુ સર્વ ધર્મોના સમન્વયનો મહાસમન્વય-યજ્ઞ માડયો ગોવાથી રોમન કેથોલિક પાદરીને આમન્ત્યા ફાધર એકવેવિયા નવસારીથી ઝરથૂસ્તીઓના વડા દસ્તૂરજીને આમન્ત્યા મહેરજી રાણાને જૈનોના હિરવિજય સૂરીને ન્હોતર્યા નર્મદાના ને મહીના મુખ વચ્ચે ગન્ધારમા હતા. ત્ય્હાથી સાઠેક સાધુના પરિવાર સાથે સીક્રી પરવર્યા અહિ-સાની આજ્ઞાઓ અડધાક વર્ષની, તેમ પ્રતિવર્ષની, થઈ અકબરશાહના તીર્થના ફરમાનો નીકળ્યા શાહને પ્રતિબોધ્યો.

આનન્દઘન, ચિદાનન્દ, યશોવિજયજી ઉપાધ્યાય, દેવચન્દ્રજી.

ગુર્જરેશ્વરો વનરાજ, કરણ સોલંકી, સિદ્ધરાજ, કુમારપાલ, મણુયલ્લા દેવી

મન્ત્રીશ્વરો વિમળશાહ, વસ્તુપાળ–તેજપાળ, સુજાલ, ઉન્યન પ્રતાપનો મન્ત્રીશ્વર ભામાશાહ

શ્રેષ્ઠીઓ જગડુશાહ–ધનાશાહ જેવા જગતશેઠો

સૂરત–અમદાવાદના નગરશેઠો

શેઠ શબ્દ જ જૈન શ્રેષ્ઠી ઉપરથી ઉદ્‌ભવ્યો છે

જૈન એટલે આજે યે ગુજરાતનુ ધન ઘણે ભાગે સુખી

સાહિત્યભંડારો ખોલો તો સાહિત્યસેવાનુ મૂલ્ય અંકાય

અધ્યાત્મચર્ચા ભાષ્યો–ટબ્બા ન્યાયગ્રન્થો, કાવ્યગ્રન્થો, ગસાઓ ગન ઉપરથી પૃથુગાજરાસો

શૈવ–વૈષ્ણવ સાહિત્ય આછુ હતુ ત્યહારે ગુજરાતી સાહિત્યનો ઓઘ જૈનોએ વહતો રાખ્યો

જૈનોએ રાસાઓમા ગાયેલા ઢાળ રાગણી લોલણી વિ દેશજ ઢાળો પ્રેમાનન્દે એ દેશજ ઢાળે પ્રેમાનન્દે એ દેશજ ઢાળોમા કાવ્યો રચ્યા

જૈનોના રાસાઓએ સ્ત્રીચાતુરી વિ ની કથાઓ આપી. સામળ ભટ્ટે એવી કથાઓના મહાગ્રન્થો રચ્યા

ગુજરાતના બે મહાકવિઓના એ જૈનઋણ

આજે તો ત્હમે સરસ્વતીને તાળામા મૂકી છે ત્હ-મારા ભંડારો લૂટાય નહી માટે, તમે યે ન લૂટી શક્યા, નિરક્ષર જેવા થઇ ગયા ને પાટણ, અમદાવાદ, ખંભાત સુરત જૈન સાહિત્યપરિષદની તિથિથી જો સરસ્વતીની એ બેડીઓ તૂટે ત્હો યે ગુજરાતના ઇતિહાસમા આ પુણ્યતિથિ મનાશે

જૈન કલા બ્રાહ્મણના તીર્થો પર્વતો ઉપર ન્હોતા એમ નહી, પણ મુખ્યત્વે જલતીરે ગંગાયમુના, નર્મદા, ગોદાવરી, કૃષ્ણા, સાગરતીરે કે સરિતાતીરે

બૌદ્ધ તીર્થો ગુફાઓમા, સ્તપોમા, મહાચૈત્યોમા

જૈન તીર્થો ગિરિશિખરો ઉપર–સમેતશિખરજી, ગુજરાતમા સિદ્ધાચળ, રેવતાચળ, અર્બુદાચળ, તારંગાજી, તળાજાની ટેકરી અને ત્હા–ત્યાની કલા !

મોરઠી સોમનાથ, રૂદ્રમહાલય, મોઢેરા, એ શૈવ કલાના ગુજરાતના સ્મરણચિન્હે, મુનસર સહસ્રલિંગનુ બચ્યુ.

ગુજરાતના વનગિરિને નગરોને શણગારનાર જૈનો.

નગરોના દ્હેરાસરો ઘણા તૂટ્યા અમદાવાદમા સરસ-પુરનુ, પાટણમાના ઘણા, સંખેશ્વરનુ બે વાર તૂટ્યુ, ત્રણ વાર બંધાયુ ભોયરાઓમા દ્હેરાસરો.

ત્હો યે ગુજરાતના નગરોની પ્રાચીન શોભા એટલે મસ્જિદ કે દ્હેરાસર સૂરતમા, અમદાવાદમા, જામનગરમાં.

અમદાવાદમા એક પાજરાપોળમા પાચ દ્હેરાસરો હાજા પટેલની એક પોળની નવ ન્હાની પોળોમા પાચ-છ દ્હેરાસરો

હઠીભાઈની અજનશલાકા ૮૦ વર્ષ ઉપર થઈ

કૃત્તા શાહની પોળમાનુ નવુ દ્હેરાસર વીશેક વર્ષ ઉપર થયુ

સૂરતમા નગીનચન્દનુ દ્હેરાસર, લાઇન્સમા

ત્હમારા વરઘોડા પ્રાચીન કલાના પ્રદર્શનો જેવા

ત્હમારા વાસ અમદાવાદમા રતનપોળ ને ઝવેરીવાડો સૂરતમા ગોપીપુરા

ગુજરાતના શિખરોને અને શહેરોને શણગારનાર જૈન સઘ

એ વૈરાગ્ય ને તપપ્રધાન ધર્મમા આટઆટલી કલા-રસિકતા ક્‌હાથી આવી ? સસારશાસ્ત્રીઓનો એ પ્રશ્ન સસાર-શાસ્ત્રીઓને માટે રહેવા દઈશુ

સાતપુડામા મુક્તાપુરી છલીચપુર પાસે વર્ણન ઉડી ઉડી કન્દરામા જલધોધને બે કાઠે મન્દિરોની પાચરીઓ

**ચતુર્વિધ સઘ.**

ચતુર્વિધ સઘની ભાવના

શ્રેષ્ઠિઓ સાહસિક વ્હેપારીઓ આજે પણ કઈક વ્રત તપ તીર્થ કરનાર ધન કમાઇ જાણે, દાન આપી

જાણે આ બધો ગુજરાતનો શણગાર એ દાનલક્ષ્મીમાથી થયો છે

જૂના સમયના હાથી જેવા અમદાવાદમા જેસીગભાઈ ને પ્રેમાભાઈ શેઠ ખરા પણ હઠીભાઇ ને હેમાભાઈ એમ-નાથી અનેકધા મ્હોટા એમની રગભૂમિઓ ચે ઉદ્બોધક ને આકર્ષણભરી

શ્રાવિકાઓ રસીલી ને ડાહી ને ચતુર કેસર ચન્દન પુષ્પો આગસ મૂર્તિઓ ચોખા બદામ ધર્મ ને કલાના સસ્કારોમા ઉછરતી શ્રાવિકાઓ રૂપવતી ગુણવતી, કેટલીક રાજરાણીઓ સમોવડી અમદાવાદમા હરકુવર શેઠાણી સરકાર એમને સખાવતે બહાદુર કહેતા

એ શ્રેષ્ઠિઓ ને શેઠાણીઓના વશજોમા આજે નાટકી-પણુ ને અનુકરણો બાલકબાલિકાના સાબેલાઓ જાણે નાટકમાના પૂતળા માડવા જાણે નાટકના પડદાઓ શેઠાણીઓ જાણે નાટકમાની રાણીઓ

સસ્કારી વગ્ઘોડા, માડવા, શણગાર, ઘરનુ રાચરચીલુ સ્વાભાવિક શોભે, અસ્વાભાવિક હાસ્યાસ્પદ થાય

ને ત્હમારા સાધુરાજો શીલગુણ સૂરી, હેમચન્દ્રાચાર્ય, હિરવિજય સૂરી, હરિભદ્ર સૂરીના શોભીતા વશજો

આજે ગુજરાતમા શ્વેતાબરીઓમા આચાર્ય શ્રી નેમવિજયજી, તીર્થરક્ષા એ એમનો જીવનબોધ. અધ્યાત્મ-જ્ઞાની બુદ્ધિસાગરજી જૈન મહાકવિ, ઉરની વિશાળતા એ

એમનો જીવનબોધ લગભગ ૭૫ જૈન ગ્રન્થોના રચનાર. બન્નેયનો મ્હને તો સારો પરિચય કાંચનકામિનીના પરમ ત્યાગીઓ બહાર વિહાર કરતા શ્રી આનન્દસાગરજી, ત્હેમને શોધુ છુ સૂરતમા સ્થાનકવાસી લીમડી–કાઠિયાવાડના ઘણાખરા સાધુરાજોનો પરિચય પણ તે સર્વમા શ્રી લાલજી મહારાજનો ખાસ પરિચય

## શ્રી લાલજી મહારાજ

અન્ધારિયાના અન્ધકાર છલકાતા આકાશમા ઉગતી તગતગતી ને આથમતી ઉજ્જવળ તારકગણની પરંપરા તો વાચનાર ! તમે નિરખી હશે પૂર્વાકાશમા મંગળ કે બુધ ક્ષિતિજ પાછળથી ઉગે, મધ્યાકાશને માથે ચ્હડે ને ચળકે; ગગનકલાપના સેંથીમાર્ગ શ્રી મન્દાકિનીની સમીપ શની કે ગુરુ ઝગમગતા હોય તે ધીરે ધીરે પશ્ચિમાકાશમા ઉતરે ને આથમે એવી પ્રકાશપરંપરા રાત્રીભર એમ ઉગતી ને આથમતી ત્હમે નિહાળતા હો ત્હેવામા, મધ્યરાત્રિ વીતી ગયા પછી, અમૃતનૌકા સમો પૂર્વક્ષિતિજે ઉગતો ને ધીરે ધીરે તારકવૃન્દમા પધારતો ચન્દ્રમા યે દીઠો હશે મ્હારે યે જીવનના આભમા એવુ થયુ સાધુસંગનો મ્હને શોખ હતો, ને થોડો હજી યે છે ચમકતા અનેક તારાઓ ન્હાના મોટા ગ્રહ ઉપગ્રહો જીવનભર જોયા, નિજનિજ જગતના અન્ધારા આછાપાતળા એ અજવાળતા, ને અજવાળે છે પણ એ સહુમા આ આંખે તો ચન્દ્રમા એક જ નિહાળ્યો દશલાખી

ઓલિયા ને પારસી અધ્વર્યુઓ એટલા નથી નિરખ્યા પણ સનાતની, બ્રહ્મસમાજી, આર્યસમાજી, થિઓસોફિસ્ટ, મુક્તિફોજ, યૂનીટેરિયન, પ્રેસ્બિટેરિયન, ઈગ્લીશ ચર્ચ, કેથોલીસિઝમના સાધુ સન્યાસી ધર્મપ્રચારક પાદરીઓના પરિચય લીધા છે વડોદરામા સનાતનત્વના જ્ઞાનસ્થભરૂપ પડિતપૂજ્ય છોટુ મહારાજનો પરિચય છે મુબઈમા ફિલસુફીની ગહનતાને યે વ્યવહારસરલ કરી સ્હમજાવતા નરહરિ મહારાજના પ્રવચન સુણ્યા છે મોરબીમા મહામહોપાધ્યાય સસ્કૃત શિઘ્રકવિ શકરલાલજીનો સત્સગ હતો, જૂનાગઢમા મૂળશકર વ્યાસજી—વ્યાસ બાપાની અષ્ટોત્તરશત પારાયણના યે દર્શન લીધા છે અમદાવાદને પ્રેમદરવાજે વિરાજતા સર્યૂદાસજી ને ચરોતરની ચારુતામા વિચરતા જાનકીદાસજીના દર્શનવિમુખ નથી રહ્યો ભજનધૂનમા જ રમતા મોહનદાસજીના ભજનો દિલભર સાભળ્યા ન્હાની—ન્હાનકડી પુણ્યવાર્તાઓથી સત્સગમ ડળીને રીઝવતા, રીઝવીને એક પગથિયુ ઉચે ચ્હડાવતા, જાદવજી મહારાજને યે વારવાર જોયા નર્મદાતીરે ગગનાથના કેશવાનન્દજીની સાથે રાત્રિ ગાળી છે કરનાળીના ગોવિન્દાશ્રમજી ને ચાદોદના વૈદ્ય સ્વામીના યે દર્શન કીધા છે ગગાનાથના બ્રહ્માનન્દજી, વાઘોડિયાના દાદુરામજી, ને માલસરના માધવદાસજીનુ દર્શનસૌભાગ્ય નથી મળ્યુ એમ થઈ ગયુ વીસનગરના શિવાનન્દજી—પરમાનન્દજીની, અશ્વિનીકુમારો સમી, વૈદ્યબેલડીને ઓળખુ છુ પુષ્કરવાળા બ્રહ્માનન્દજીના ભજન

ને કથનીઓ સાભળી છે ૯૫ વર્ષના વૃદ્ધ સિક્ખ શ્રી લડબડતી કચ્છલિયાળી ખાલડીના ભક્તકવિ ઋષિરાજજીને યે સુણ્યા છે અદ્વૈતી વામદેવ સ્વામી ને વિશિષ્ટાદ્વૈતી અનન્તપ્રસાદજીના પ્રવચન ને કીર્તનમા બેઠો છુ નાટકતખ્તા ઉપર ભજવાતા ભક્તરાજ 'નરસિંહ મહેતા' ને નીરખ્યા છે જીવનતખ્તામા સિન્ધ બ્રહ્મસમાજના યાહુદી સાધુજન ભક્તરાજ ડૉ રૂબેનને મુબઇના પ્રાર્થનાસમાજીઓને એક તારાની ધૂનમા નચાવતા નીરખ્યા છે આર્ય સમાજના Intellectual Gymnast ન્યાયવાદના મહામલ્લ આર્યફિલસુફ આત્માનન્દજીનો સહવાસ કીધો છે બ્રહ્મસમાજના સાધુજન પ્રતાપચન્દ્ર મજમૂદાર ને બાબુ બિપિનચન્દ્ર પાલના ધર્મવ્યાખ્યાનો યે સાભળ્યા છે મુક્તિફોજના સેનાધિપતિ જનરલ બૂથનુ, ખ્રિસ્તાચાર્ય શ્રી મુબઇના બિશપનુ, ડૉ ફેરબેર્નનુ, ડૉ ફાર્કવ્હારનુ, ડૉ સન્ડરલેન્ડનુ ભાષણ કે ધર્મપ્રવચન એકએક વાર સુણ્યુ છે હિમાદ્રિખોળે આસન માડી બેઠેલા સ્વામીજી શ્રી શ્રદ્ધાનદજીને યે નિહાળ્યા છે. વ્હેતેક સોનેરી પાલવની ને ચારેક આગળ સોનેરી કોરની સાડી પોણોસોક વર્ષની વયે ઓઢેલા ને હાથે લોકેટ લટકતી સોના સાકળી પહેરેલા વૃદ્ધા વિધવા મિસિસ બેસટના કે આર્ય સાધુવેશમા વિચરતા મી બુક્સના ધર્મવ્યાખ્યાનોમા યે ગયો છુ. શકરાચાર્ય શ્રી માધવતીર્થજી, ત્રિવિક્રમતીર્થજી, શ્રી શાન્ત્યાનન્દજી, કે 'ખિલાફત શકરાચાર્ય' શ્રી ભારતીકૃષ્ણતીર્થજીથી અપરિચિત નથી ન્હો ધોળા, પીળા, ભગવા, સોને-

ગીને યથાશક્તિમતિ ઓળખ્યા—પારખ્યા છે નવા જૂના અનેક ધર્મોના સાધુસન્ત નિહાળ્યા છે, ન્હાનામ્હોટા અનેક સંપ્રદાયોના આચાર્ય મહારાજ બાપજી પ્રભુ ભગવાન જોયા છે જગતની અન્ધારી મહારાત્રી અજવાળવા મથતા એ સહુ ન્હાનામ્હોટા તારલિયાઓ ઝગઝગે છે. એ સકલ તારકવૃન્દની વચ્ચે અમૃતનિધાન ચન્દ્રદેવ શા વિહરતા શ્રી લાલજી મહારાજને નિહાળ્યા હતા પાઠક ! ત્હારી વધુ નિર્મળી આંખે સાધુતાના ચન્દ્રદેવ નિરાળા નિરખ્યા—ઓળખ્યા હોય તો મ્હારે વાંધો નથી પણ સાધુતાના ચન્દ્રદેવ ત્હે—ત્હારે કાજે—નિરખ્યા—પારખ્યા હોય તો. એટલું મ્હારે બસ છે. આટલું યે પાઠક ! વિનવીને યાચું છું, કારણ કે પૃથ્વીભરમાં સંસારની રાત અન્ધારી છે, ભવના માર્ગ છૂતા તેથી વિકટ ને અઘોર છે.

શ્રી લાલજી મહારાજના જીવનચરિત્રની ઉપોદ્‌ઘાતમાંથી.

અમારા શંકરાચાર્યને પરિવ્રાજકાચાર્યનું બિરુદ જૈન સાધુઓ આજે સાચ્ચા પરિવ્રાજકો છે

સાધુઓના વ્રત તપ જ્ઞાન શીલ શક્તિ પ્રમાણે સારાં. આ સુખવિલાસની સદીમાં જૈન સાધુઓના ત્યાગ ને તપ પ્રાચીન આર્યાવર્તના દર્શન છે

એ ત્યાગ ને તપનો મ્હને તો મોહ

રાયચન્દ્રજીનું જ્ઞાન ગમે છે, એમના સંપ્રદાયમાં જે ત્યાગતપની શિથિલતા પ્રગટી છે તે નથી ગમતી

હિન્દુઓ તેમ જ જૈનો પાસે ધર્મશાસ્ત્રો છે, તીર્થો છે, સાધુઓ છે

પણ જૈનો પાસે એક અમોલુ છે તે હિન્દુઓ પાસે આજે નથી જૈનસઘની પુણ્યમૂર્તિ તો કલ્યાણિની ત્હમારી સાધ્વીજીઓ, આર્યાઓ

હિન્દુઓમા સન્યાસિનીઓના મઠ હતા, આજે નથી. વૈષ્ણવ સમર્પણીઓના, સ્વામી નાગયણની સામન્નેગી બાઇ-ઓના, પ્રયોગ સફળ ન થયા

હિન્દુઓએ સન્યાસિનીઓના મઠોની પુનસ્થાપના કરવી ઘટે છે. કો મહાવૈરાગિણી રાજરાણી કે રાજકુમારી મઠ માડે !

આર્યાઓ–આગ્જાઓ–જૈન સન્યાસિનીઓ નગરોની સડકો ઉપર ને વનના રાજમાર્ગો ઉપર વિચરે છે ત્ય્હા સૂધી ગુજરાતની ધરતી ધન્ય ભોમ, પુણ્યભોમ છે

એ આર્યાઓને અનેકધા વન્દના ભારતનુ આર્યત્વ ગુજરાતમા તો આર્યાઓએ આજ જાળવેલુ છે

**સૂચનાઓ.**

કેટલીક સૂચનાઓ કરૂ ? ત્હેમની કીમત ત્હમે જ આકી લેજો કેટલીક તો ટૂકા સમયમા પાર પણ ન પડે એવી છે

(ક) સરસ્વતીના બન્ધ છોડો, ભડારો ખોલી દો બની શકે તો સકલ ભડારોને એકત્ર કરી એક મહાજ્ઞાન-ભડાર સ્થાપો

(ખ) મુબાઈમા જૈન હાઇસ્કુલ છે, સૂરતમા સ્થાપી જગત આટઆટલુ આગળ વધે છે ત્હારે જૈન સઘ હજી

હાઈસ્કુલોથી જ સન્તોષાશે ? કોલેજ કે યુનિવ્હર્સિટિ ક્યહારે કહાડશો ? શુ નથી ? જ્ઞાન નથી ? સાહિત્ય નથી ? વિદ્વાનો નથી ? ધન નથી ? સપત્તિ નથી ? શા સાધન નથી ? સ કલ્પબલ નથી જૈન યુનિવ્હર્સિટિની ભાવના ગુજરાતે પોષવી જોઇએ છીએ

(ગ) નાટકી અનુકરણો તજજો લક્ષ્મીનો સદુપયોગ કરતા આવ્યા છો ને કરજો સાપ્રદાયિક હિત જાળવો, પણ સમસ્તનુ હિત ન વિસારતા

પોતાનુ સાચવજો, સરક્ષજો, પ્રફુલ્લાવજો, પણ સર્વ સાથે સમભાવ ગણજો

सहनाव वतु, सहनौ भुनक्तु, सहवीर्यं करवा वहै; तेजस्विना वधीतमस्तु, मा विद्विषावहै એ જ પ્રાર્થના

(ઘ) ત્હમારા ધર્મને માટે એક હિન્દુ Scholar, બ્રાહ્મણ વિદ્વાન શુ કહે છે ? તે સાભળશો ? આ સાલનુ, હમણા આઠેક દિવસ ઉપર જ પ્રકટ થયેલુ, હિન્દી તત્વજ્ઞાનનો ઇતિહાસ નામનુ પુસ્તક છે, તેના ૨૧ મે પાને લખ્યુ છે કે

## બ્રાહ્મણો અને જૈનોની એકવાક્યતા

જેવી રીતે બ્રાહ્મણોના વેદાન્તના માયાવાદની અનિર્વચનીય ખ્યાતિનુ સ્વરૂપ કેટલાક જૈનોને નહીં સમજાયાથી જૈન દર્શનમા વેદાતશાસ્ત્રનો “મુક્તિમા ભ્રાતિ, પ્રપચ એટલે સસારમા ભ્રાતિ, શાસ્ત્રમા ભ્રાતિ, પ્રવૃત્તિમા ભ્રાતિ,–એમ

જેની મૂર્તિ જ ભ્રાંતિમય છે તેવા વેદાન્તીને શામા ભ્રાંતિ ન કહેવાય ? " એ રીતનો ઉપહાસ થયો છે તેવી જ રીતે જૈન દર્શનનુ અનેકાંતવાદ અને સ્યાદ્વાદનુ સ્વરૂપ વિચારશીલ બ્રાહ્મણોને પણ સ્પષ્ટ નહી થવાથી, જૈનોનુ શાસ્ત્ર એકાત નિશ્ચય જણાવનાર નહીં હોવાથી, મત્તપ્રલાપ જેવુ, સ્વીકારવા યોગ્ય નથી, એવુ ખોટુ ખંડન કરવામા આવ્યુ છે પરંતુ હરિભદ્ર સૂરી નામના જૈન વિચારકે પક્ષપાત રહિત બુદ્ધિથી બ્રાહ્મણોના દર્શનશાસ્ત્રના ભિન્નભિન્ન પ્રમેયો જેવી રીતે ઉકેલ્યા છે, તેવા જ દૃષ્ટિબિન્દુથી જૈન તત્ત્વજ્ઞાનના પ્રમેયો પણ સમજવાની જરૂર છે ચિરંતન વિચારકોએ કહ્યુ છે કે—

श्रोतव्य सौगतो धर्म , कर्तव्य पुनरार्हत ।
वदिको व्यवहर्तव्यो, ध्यातव्यः परम शिव ॥ १ ॥

બૌદ્ધ ધર્મ શ્રવણ કરવા યોગ્ય છે, જૈન ધર્મનુ ચારિત્ર સેવવા યોગ્ય છે, વેદધર્મ વ્યવહારમા પાલન કરવા યોગ્ય છે, અને પરમ શિવ અથવા પરમેશ્વર ધ્યાન ધરવા યોગ્ય છે દર્શન શાસ્ત્રો, પછી તે આસ્તિક મતના હોય કે નાસ્તિક મતના હોય, તે વસ્તુ સબધમા ભિન્ન ભિન્ન વિચારો દર્શાવે છે, પરંતુ સર્વની એકવાક્યતા હિંદના તત્ત્વજ્ઞોએ કરી છે, કારણ કે હિંદમા તત્ત્વજ્ઞાન કેવળ બુદ્ધિના વિનોદ અથવા સંતર્પણ અર્થે નથી, પરન્તુ આપણા પોતાના આત્માની પરમ મોક્ષરૂપ સંપત્તિ મેળવવા અર્થે છે.

નર્મદાશંકર દેવશંકર મહેતા

એવો સમન્વય સાધવા યત્ન આદરજો પ્રભુ કલ્યાણ કરશે આપણુ સહુનુ

(ચ) આ મ્હારા હાથમાનુ પુસ્તક જૂવો છો? એની કથા કહુ ? એની કથા એ જ જૈન સાહિત્યની કથા છે માત્ર જૈન સાહિત્યની નહી, સમસ્ત ભારતીય સાહિત્યની છે

આ પુસ્તક તરગવતી નામનુ છે ભગવાન શ્રી મહાવીર સ્વામીના વખતની એક સાધ્વીની આત્મકથા તેમા આલેખી છે મૂળ આ પુસ્તકના કર્તા શ્રીમત્ પાદલિપ્તાચાર્ય હતા શ્રી હરિભદ્રના શિષ્ય અને કુવલયમાલા કથાના કર્તા દાક્ષિણ્યચિહ્ન ઉદ્યોતન સૂરિએ શક સવત ૭૦૦, વિક્રમ સવત ૮૩૫ મા પોતાની કથાના પ્રારભમ પાદલિપ્તાચાર્યની પ્રતિભાની પ્રસશા સૂચવતા ત્રણ શ્લોકો લખ્યા છે તેમા તરગવતી માટે પણ લખ્યુ છે

આ મૂળ કથા હાલ ઉપલબ્ધ નથી. પૂર્વના કેટલાક શ્લોકો ઉપરથી તે હતી એટલુ જ આપણે સ્વીકારવુ પડે છે આચાર્ય વીરભદ્રના શિષ્ય નેમીચદ્ર ગણિએ આ પુસ્તકની પાછળથી સક્ષિપ્ત કૃતિ કરી

આ ગ્રથની એક પ્રત અમદાવાદથી જર્મની ગઇ, અને તે ઉપરથી ડો લોયમેને તેનો જર્મન અનુવાદ કર્યો, અને એ ઉપરથી પુન ગુજરાતી થયુ, જૈનેતરને હાથે

હવે ક્યા સૂધી પરદીધા પ્રકાશે આપણા ઘર સાહિત્ય ને ધર્મમન્દિરો અજવાળીશુ ? આપણે આપણુ ક્યહારે પારખતા ને પ્રકાશતા થઈશુ ?

જાગો, ઉઠો, વરને પામી ઓળખો એ જૂની વેદઘોષણ હજી યે નહીં સાભળિયે ?

## આજની છેલ્લી પ્રાર્થના

જૈન ધર્મ પ્રાન્તધર્મ છે, દેશધર્મ છે, કે જગત્ધર્મ છે ? અહિંસાનો આદેશ ગુજરાત ભારત કે જગતને માટે છે ?

ઉપાશ્રયોમાથી જગત્ચોકમા આવો

અહિંસાનો આદેશ જૈન ધર્મનુ ગૌરવ છે, તેટલી જ જવાબદારી ભારે

બૌદ્ધો સથાગારમા ઉપદેશતા, હિન્દ બહાર ધર્માચાર્યોના હુમલા પાઠવતા

હિન્દમા પચ દ્રવીડ અહિંસક હજી પચ ગૌડ હિંસાવાદી છે હિદમા હિંસા હજી પૂરી ધોવાઇ નથી જૈનાચાર્યો કૃતકૃત્ય થઇ ગયા છે ?

અકબરશાહે માસાહાર તજ્યા પછી કહેતા કે મનુષ્યનુ ઉદર તે કાંઈ જાનવરોની કબર નથી

હિંસાથી ભરેલા યૂરોપ ને અમેરિકા, આફ્રિકા ને એશિયાનો મ્હોટો ભાગ ત્હમારી વાટ નથી જોતો કે જૈન ધર્મ આવે ને અહિંસા પરમોધર્મના પાઠ શિખવી અહિંસક બનાવે ?

છેલ્લા યુદ્ધમા લાખ્ખોનો સહાર, કરોડો લૂલા પાગળા, અબજોના રૂપીઆના ધૂમાડા થયા પાચસો જૈન સાધુઓ ને સાધ્વીજીઓ જર્મન અને Allies બન્ને દુશ્મનોની Trenches વચ્ચે જઇને ઉભા હોત તો ? તો જગત એક અજબ દર્શન

જૂવત 'હમને મારીને પછી પરસ્પરને સહારો" એવી ઘોષણા કીધી હોત તો? અહિંસાના અજબ આદેશ જગત સાંભળત, દુનિયાએ અણદીઠું અદ્ભુત દુનિયા દેખત, ભગવાન બુદ્ધ ને ભગવાન મહાવીરના સાચ્ચા સન્તાનોના આત્મજ્યોતિ આત્માના પ્રકાશથી વિશ્વને અલૌકિક અજવાળાં

સારા જગતને ઉપાશ્રય બનાવો, ભારતમાંથી જગત્-ચોકમાં પરવરો પ્રાંતના નહીં, દેશના નહીં, જગતના ધર્માચાર્ય થાવ

જૈન સંઘ જગતનો છે માત્ર ગુજરાતનો નથી, સ્ત્ર નાગત વર્ષનો નથી



# નવલરામ–જયન્તી



મુંબઈના સાહિત્યરસિક નરનાર !

> નવલ ગયો, નર્મદ ગયો, ગયો જ મહિપતરામ,
>
> દુખિયો દલપતરામ છે ઠાલો દેખી ઠામ

એ દુહાને ૩૫ વર્ષો વીતી ગયા એ દલપતરામને પણ ગયે ૨૭ મું વર્ષ ચાલે છે સંસારની બીજી પેઢીએ ને સાહિત્યની ત્રીજી પેઢીએ દલપતરામનો પુત્ર આજે એ જ પોકારે છે કે એ નવલ ને એ નર્મદ, એ મહિપતરામ ને એ દલપતરામ વિના ગુજરાત આજ ખાલી છે



નવલરામ–જયન્તી એટલે સમતુલાની પૂજા અને ગુણસંભારણા રાષ્ટ્રીય શાળામાં એ ઉજવાય છે આજ મ્હને તો પરમ સન્તોષ રાષ્ટ્રીયતાના વાવાઝોડાનો યુગ પૂરો થઈ હવે કેટલેક સ્થળે સમતુલા આવતી જાય છે

### નવલરામ-જયન્તી

નવલનર્મદના જીવનમા યે વાવાઝોડાનો યુગ હતોઃ ગોવર્ધનભાઈ એને આત્મમન્થન કાળ ભાખે છે

---

એક ક્ષમાયાચના ગુરુવારે ન અવાયુ તિથિ ફેરવવી, પણ મ્હને જ બોલાવવો તે માટે બમણો આભારી બોલાવે ત્ર્હા-ત્ર્હા બધે નથી જવાતુ-નથી જતો

---

હુ યે આજ વિવેચના કરીશ ઘેર જઈને ત્હમે ય મ્હારી વિવેચનાની વિવેચના કરશો

આપણા વિવેચકસમ્રાટનો ગુણભડાર આજ નિહાળિયેઃ પુરોગામીની ગુણપૂજા મ્હારે મન તો ઉત્સવ છે

**૨. એ સમય**

જન્મ ૯-૩-૧૮૩૬ } આયુષ્ય પર વર્ષ
મૃત્યુ ૯-૮-૧૮૮૮

દલપતરામ ૧૮૨૦ થી ૧૮૯૮ આયુષ્ય ૭૮ વર્ષ
૧૮૯૯ મા વાનપ્રસ્થ.

નર્મદાશકર ૧૮૩૩ થી ૧૮૮૬ આયુષ્ય ૫૩ વર્ષ.

ઈ સ ૧૮૪૮ દલપતરામ અમદાવાદ આવ્યા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

ઇ સ ૧૮૫૨ વૈષ્ણવ કવિ દયારામભાઇનુ વિદેહ થવુ જૈન કવિ વીરવિજયજીનુ અવસાન

૧૮૪૮ ને ૧૮૫૨ ગુજરાતી સાહિત્યના મધ્યયુગ ને અર્વાચીન યુગના સીમાસ્થભ સમી એ બે સાલો

વર્તમાન યુગનુ પહેલુ પ્રકરણ, ૧૮૪૮ થી ૧૮૮૬ દલપતનર્મદનો યુગ ૪૦ વર્ષ જો કે છેલ્લો દાયકો—૧૮૭૯ થી ૧૮૮૬ ઓસરતા જુવાળનો પુસ્તકોદ્ધારા કવ્હાક કવ્હાક ને માસિકોદ્વારા નવા તાગલાઓ ઉગી ચૂકયા હતા

નવલગ્રન્થાવલિની ઉપોદ્ઘાત ગો મા ત્રિ પા ૧, ખડ ૨ જો

"નવલરામના મૃત્યુથી ગુજરાતના સાક્ષર વર્ગના ઇતિહાસનુ એક પુસ્તક પૂરૂ થયુ છે, એમ કહીએ તો ચાલે ત્રીશેક વર્ષ ઉપર મુબાઇમા બુદ્ધિવર્ધક સભા સ્થપાઈ અને (ચાલીશેક વર્ષ ઉપર) અમદાવાદમા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને (પચીશેક વર્ષ ઉપર) ધર્મસભા સ્થપાઈ તે ત્રણે સભાઓમાથી માસિક ચોપાનિયા, તે સભાઓના વાજા પેઠે, વાગવા માડયા અમદાવાદમા કવિ દલપતરામના રાગ નીકળવા માડયા, અને તે રાગ ચારે પાસ ઝીલાવા માડયા મુબઇમા કવિ નર્મદાશકર, મુબાઇના સમુદ્ર પેઠે, ઉછળવા લાગ્યા, અને તેના રસતરગમા મુબાઇગરી પ્રજા ન્હાવા લાગી ધીમે ધીમે અમદાવાદ અને મુબાઈ સાક્ષરપદ્ધતિમા સગમ પામ્યા, એકત્ર થયા, અને અન્તે એ (મુબઇની) અતિ વેગવાળી ભરતીનો ઓટ થવા લાગ્યો ઘણાક ગ્રન્થકારો ધીમે ધીમે આ રણજગમાથી

નિવૃત્તિ પામ્યા છે, કેટલાક વક્તાઓના વર્ગમાથી નીકળી શ્રોતાવર્ગમા ભળી જઈ નવી પ્રજાના ઉર્મિને અનુમોદન આપીને તૃપ્ત થાય છે, અને બાકીના ગ્રન્થકારો પોતાના પ્રથમ મતને વળગી રહી અથવા બદલી નાખી લખતા લખના સર્વભક્ષી યમરાજની અનન્ત મુખગુફામા લીન થઈ ગયા છે આ સર્વ વર્ગમાથી એક અથવા બીજામા ગણત્રી કરવા યોગ્ય નામો આગળી વ્હેડે ગણાઇ રહે એમ નથી, અને તેમના અગ્રેસરોના નામ ગણતા આનન્દ અને સ્વાભિમાન થયા વગર રહેનાર નથી કવિ દલપતરામ, વ્રજલાલ શાસ્ત્રી અને તેમના ભાઈ છોટમલાલ, રાવબહાદુર નદશકર તુલજાશકર, રા મન સુખરામ સૂર્યરામ અને રા રણછોડભાઈ ઉદયરામ, કવિ હીરાચદ કહાનજી, રા ઝવેરીલાલ ઉમિયાશકર, રાવસાહેબ મહીપતરામ, રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ, બુદ્ધિવર્ધકના તત્રી રા દલપતરામ ખખ્ખર, ડાહિયાના તત્રી ગિરધરલાલ દયાળદાસ કોઠારી, કરસનદાસ મૂળજી, માણેક અને ગુલાબના કર્તા રા નગીનદાસ તુલસીદાસ, કવિ રણછોડ ગલુરામ, કવિ સવિતાનારાયણ, (પ્રતાપનાટક મહાભારત વિ ના કર્તા કવિ ગણપતરામ રાજારામ, કવિ બુલાખીરામ ચકુભાઇ) અને બીજા અનેક ન્હાનામ્હોટા તારાઓનો પ્રકાશ ઘણા વર્ષથી ગુજરાત ઉપર જૂદે જૂદે પ્રસગે જૂદે જૂદે રૂપે ઝળકી રહ્યા હતો, અને હજી ત્હેમાના કેટલાક નિવૃત્ત થઇને પણ પ્રસગે પ્રસગે, બુધના તારા પેઠે, કોઇ કોઇ વખત દેખા દે છે પરન્તુ ત્હેમનો પ્રકાશ

ઘણુખરૂ તો લોકને અદૃશ્ય થયા જેવો છે * * * હવે એ વર્ગના ગ્રન્થકારો નવી વાણી બોલતા બધ થઈ ગયા છે તેટલી જ ત્હેમની વાણીથી આપણે સન્તોષ માનવાનો છે આપણા સાક્ષર વર્ગના ઈતિહાસનુ એક પુસ્તક પૂર્ણ થયુ છે, બીજુ પુસ્તક તો જે હવે રચાય તે ખરૂ ! ”

વર્તમાન યુગનુ આ પહેલુ પ્રકરણ દલપતનર્મદનો યુગ ૧૮૪૮ થી ૧૮૮૬

પછી ગોવર્ધનયુગ વર્તમાન યુગનુ બીજુ પ્રકરણ ૧૮૮૭ થી ૧૯૦૧-૦૨

૧૮૮૭-૮૮-૮૯ સરસ્વતીચન્દ્ર, કુસુમમાળા, વસન્ત વિજય

તે પહેલા દલપતનર્મદના આથમતા દશકમા, મણિલાલ નભુભાઇ, ડૉ હરિ હર્ષદ ધ્રુવ વિ રા બ કેશવ ધ્રુવ તો આજે યે-૧૯૨૪ મા યે-કાંઇક કાંઇક કરી રહ્યા છે

૧૮૯૧ રા બ રમણભાઈ જ્ઞાનસુધાની ને પ્રાર્થના-સમાજની ગાદીએ આવ્યા

૧૮૯૨ કલાપીનો કેકારવ આરંભાયો

૧૯ મી સદીના સમાપ્તિકાળમા ઘણા અગ્રણી સાક્ષરોના અવસાન દલપતરામ, મણિલાલ નભુભાઈ, કલાપી, બાળાશકર, ડૉ હરિ હર્ષદ ધ્રુવ

કલાપીના કેકારવની પૂર્ણાહુતિ

૧૯૦૧ સરસ્વતીચન્દ્રના ગોવર્ધનપુરાણની પૂર્ણાહુતિ

---

એ વર્તમાન યુગનુ બીજુ પ્રકરણુ ગોવર્ધનયુગ· ૧૮૮૭ થી ૧૯૦૧-૦૨

૧૮૯૮ મા જ્ઞાનસુધામા વસન્તોત્સવ છપાયો એ સાલમા ડોલન ગેલીનો જન્મ મિ નરસિહરાવની સખ્ત વિરોધી ટીકા ૧૯૦૩ મા કેટલાક કાવ્યો ભાગ ૧ લો સદી બદલાઈ, વીસમી સદી બેઠી

સાહિત્યના વર્તમાન યુગનુ ત્રીજુ પ્રકરણુ મડાયુ

---

દલપતનર્મદનવલના સમયનો ઈતિહાસ અદ્ભુત હતો· નવલયુગની ઉષાનો પૂરો લખાયો નથી, લખાયે અજબ લાગશે.

૧૮૫૪ કેળવણીનો-યુનિવર્સિટિનો કાયદો ૧૮૫૬ વિધવા પુનર્લગ્નનુ બીલ દલપતનર્મદને એ સમીરણોએ ડોલાવ્યા

કેશવ ચન્દ્ર સેનની ગર્જનાઓ દલપતનર્મદને અસર નહીં

સ્વામી દયાનન્દ સરસ્વતી નર્મદને અસર ખરી

---

ગોવર્ધનયુગ કોગ્રેસનો જન્મ ને વિકાસ ૧૯૦૨ ના ડિસેમ્બરમા અમદાવાદની પહેલી કોગ્રેસ દિલ્હી દરબારને તમાશો કહેનાર સર સુરેન્દ્રનાથ બેનરજી

સરસ્વતીચન્દ્ર–એક રીતે ને કેટલેક અંશે–એ વાતાવરણનું પુરાણ



વીસમી સદીની શરૂઆત છપ્પનિયો ૧૯૧૧ ની આખર સૂધી બંગભંગની ઝુંબેશ યુનિવર્સિટિ બીલ લૉર્ડ કર્ઝને પ્રજાને છેડી–ને જગાડી ચમકાવી

ગુર્જિતગામ સાહિત્યપરિષદ, કેળવણીપરિષદ, જયન્તીઓ, પ્રાન્તીય અસ્મિતા પ્રાચીન લોકગીતોનો સંગ્રહ

**૧૯૧૪** યૂરોપનો મહાસંગ્રામ

૧૯૧૫ ગાંધીજી હિન્દમાં આવ્યા ડૉ ઍસન્ટની હોમ રૂલ લીગ

૧૯૧૮ ઇંગ્લિશ પાર્લામેન્ટમાં હિન્દની ડોમીનિયન સ્ટેટસનું બીલ

૧૯૨૦ અસહકાર સામાજિક ઔદ્યોગિક રાજકારી ચળવળોનો શંભૂમેળો

એ યુગમાં રાષ્ટ્રીય સાહિત્યનો ધોધ ઘણે ભાગે છીછરૂં ઓછા અભ્યાસનું ન્યૂસપેપરિયા ક્ષણિક કોક જ ચિરંજીવી

બધા દેશમાં એમ હોય ધાંધલિયું, ચળવળિયું સાહિત્ય મિલ્ટનનું અમર કાવ્ય મિલ્ટન ક્રોમવેલના સેક્રેટરી હતા તે Revolution ના યુગમાં નથી લખાયું

રેવોલ્યૂશન પૂરી થયે, બીજો ચાર્લ્સ પાછા ગાદીએ આવ્યા પછી, રેસ્ટોરેશનના આદિમાં પેરેડાઇસ લોસ્ટ લખાયું

સ્વાસ્થ્ય-સુમનસ્ત્વ, not agitation ચળવળ નહીં ઉત્તમ કાવ્યોની, મહાકાવ્યોની એ કાવ્યઋતુઓ

મ્હારા પુણ્યકન્થા નાટકના અર્પણમા દેશનેતૃત્વ સફળ થયે જગતનેતૃત્વ સ્વીકારવા ગાધીજીને વિનતિ ઇ સ ૧૯૨૧ મા

આજે (૧૦ ઓગસ્ટ ૧૯૨૪) તો ગાધીજી પણ દેશનેતા મટી પક્ષનેતા જેલમા જતા ઉદાર પ્રજાનેતા હતા મોડરેટોને અપનાવજો ઇગ્રેજોને શ્રદ્ધા નથી, શ્રદ્ધા જન્માવજો

જેલમાથી આવીને સ્વરાજ્યપક્ષને કમિટિઓમાથી હાકી કહાડો.

જેલમા ગયા તે ગાધીજી જૂદા જેલમાથી આવ્યા પછીના ગાધીજી જૂદા ત્હારે પ્રજાનેતા હતા આજે પક્ષનેતા. પોતે યે કબૂલ કરે છે કોગ્રેસનુ પ્રમુખપદ ન સ્વીકારવાના કારણોના લેખમા

---

ઉપરના કારણે બગભગ ને તે પછીની ચળવળોને ઝીલતુ ચિરજીવ સાહિત્ય ગુજગતીમા નથી જન્મ્યુ પરિણામે સાક્ષરો ને પ્રજાવર્ગ વચ્ચે વધેલુ અન્તર

આજે તો નિજનિજની સાક્ષરત્વની વાડીઓ.

ન ઝીલવાનુ બીજું કારણ ઘણાખરા અગ્રણી ગણાતા સાક્ષરો સરકારી નોકરો

ત્રીજુ કારણ અસહકારમા તો સાક્ષરતાનો અનાદર.

કાકા કાલેલકર, નરહરિ પરીખ, પ્રો સ્વામીનારાયણ રાજી-નામા આપી વિદ્યાપીઠમાથી વિદાય થયા

તાજેતરની રાષ્ટ્રીય કેળવણીપરિષદ પાઠય પુસ્તકો રચાવવાનો ઠરાવ સાક્ષરોને પાઠય પુસ્તકો દાખવવાનો સુધારો રદ અસહકારી સાક્ષરોને બતાવવા એમ સુધારાને સે સુધારી મજૂર નથી કર્યો

ચોથુ કારણ Political Science ના અભ્યાસીઓ અસહકારના અગ્રણી આપણા પ્રાન્તે નથી ઘણે ભાગે ધાધલિયા ને ચળવળિયા, દૂધના ઉભરા જેવી લાગણીના પૂરના ઘોડા અગ્રણીઓ ગુજરાતી સાહિત્યના અનભ્યાસીઓ

એટલે અભ્યાસ, ઇતિહાસ જૂના કે નવા, સાક્ષરત્વ એની કીમત જ નહીં

---

હિન્દના ઇતિહાસને વિચારી ગુજરાતનો કે ગુજરાતી સાક્ષરતાનો ઇતિહાસ નહી રચાય

જગતપ્રવૃત્તિઓને અને જગતના મહાબળોને પણ વિચારવા પડશે

૩ જીવનપ્રસગો

અભ્યાસાશ્રમ સમાપ્ત થયે, ગૃહસ્થાશ્રમ આરભ્યા પછી ત્રણ પ્રકરણો

૧ લુ પ્રકરણ સૂરતનુ ૧૮૬૩ થી ૭૦

૨ જુ પ્રકરણ અમદાવાદનુ ૧૮૭૦ થી ૭૬

૩ જુ પ્રકરણ રાજકોટનુ ૧૮૭૬ થી ૮૮

## નવલરામ-જયન્તી

અનેકદેશી નવલરામ ગૃહસ્થ, મિત્ર, અભ્યાસક, વિવેચક, સાહિત્યઉપાસક, શિક્ષક

એ તરી આવતા ગુણો એ લોકપરીક્ષકની કપરી આત્મનિરીક્ષા ને આત્મપરીક્ષા

---

એક પ્રસંગ ગો મા ત્રિ પા ૧૧, બીજો ખંડ

" ૧૮૬૬ ના પાછલા ભાગમા નવલરામનુ મન ઘણી રીતે મન્થન પામ્યુ મે માસમા કવિતા લખાઈ કે

પ્રભુ ! પ્રેમ અપૂર્વ મ્હને પીડતો, કરૂ હુ કેમ ?
પાપ ગણી તુ રખે ચ્હીડતો, કરૂ હુ કેમ ?
સ્વધર્મ પ્રમાણે મન આચરે, કરૂ હુ કેમ ?
પ્રીતિપાત્ર દેખીને પ્રીતિ પાગરે, કરૂ હુ કેમ ?
લીલો જગ સદા લીલો લાગશે, કરૂ હુ કેમ ?
વ્હાલી ચિત્રિણી ચતુર ચિત્ત ચોરશે, કરૂ હુ કેમ ?

પુરુષપ્રયત્ન સબળ કે દૈવ સબળ ?

વારી વારી થાકયો મન માહરૂ, કરૂ હુ કેમ ?
પ્યારી પ્યારી છબિ ન ક્ષણુ વીસરૂ, કરૂ હુ કેમ ?

આટલે સૂધી દૈવ સબળ થયુ પણ

હજી શુદ્ધ સમાલી રાખ્યો દેહને, કરૂ હુ કેમ ?
પછી પાપ ગણો તો ફૂટુ કર્મને, કરૂ હુ કેમ ?

માયાની જાળમા ફસાવાના પ્રસગ ન જ આવ્યા હોય એવા ભાગ્યશાળી તો હોય છે, પણ એ જાળમા દૈવવશાત્

પડતા ત્હેમાથી છૂટવા ઇચ્છિનાર યોદ્ધાઓ વિરલ હોય છે તેવા યોદ્ધાઓના પુરુષપ્રયત્ન પર ઇશ્વરની કૃપા જ હોય છે. Heaven helps those who help themselves

*

અને જેમ કાલ જાય છે અને વર્ષ આખર આવે છે તેમ તેમ ઘડિયાળના લોલક પેઠે લોલ થયેલુ ચિત્ત ધીમે ધીમે સ્વસ્થ થવા પામે છે, અને થઈ ગયેલા ચિત્તના ઉછાળારૂપ ઇશ્વર ચમત્કાર ઉપર વિચાર તેને ઠેકાણે ઉભગાય છે

પ્રીતિ દેવીને દેહરે પૂજારી પાપી મનોજ,
તે તો દેશે ક્યમ પૂજવા ? જેની જોડે જુદ્ધ રોજ

જા, શકરશત્રુ રે ! કોપ તુ, દુખ દે તુજથી જે દેવાય,
તાપે આપે રસ મીઠડો, આંબો આમલી નવ થાય

જે ગ્રન્થકારોના અતકરણ અને ચરિત્ર બેધડક ઉઘાડા મૂકી શકાય, જેમને કાંઈ પણ કાદવ લાગ્યો હશે તો તે ધોઈ નાખવા અને વધારે સ્વચ્છ રહેવા માટે તેમણે કરેલા મહાપ્રયાસની કીર્તિ ગાતા અતે વિજય જ વર્ણવવાનો છે, એવા સૌની જીવનકથા સાધુકીર્તન જેવી છે અને તે લખવા–વાચવા પામનારને આનદનુ કારણ છે આવા જ કારણોથી નવલરામનુ આત્મમથન અતિશય પ્રીતિકર છે બુદ્ધિ અને સદ્‌ગુણ ઉભયનો યોગ સોના અને સુગન્ધના યોગ જેવો કોને નહીં લાગે ?”

" આપણા કેટલાક વિદ્યાર્થીઓ હાલમા લખવા માંડે છે તેની સાથે જ બિચારા આખા હિન્દુસ્થાનને પોતાના મગજમા ચોળી નાખે છે × × × આખા હિંદુસ્થાનની વર્તમાન દશા મને માલમ છે એવુ કહેનાર માણસો મુબઈના કોટ–ફ્હારકોટ વચ્ચે ( અને અન્ય જાહેર સભાઓમા ) ભાષણ કરનારાઓમાથી મળી આવશે ! અને એ દેશનુ ભવિષ્ય પારખવુ એ તો સઉથી સમજાય એવી વાત ગણાય છે × × સદ્ભાગ્યે નવલરામનો આત્મમન્થનકાળ પુરુષાર્થની સડક પર પડયો "

" ૧૮૬૯ ની સાલ અસ્ત પામતા એટલે ચોત્રીસમુ વર્ષ પૂરૂ થતા નવલરામનો આત્મમથનકાલ પણ અસ્ત પામ્યો પાત્રીશમા વર્ષથી એમનો ઇતિહાસ જૂદો રગ પકડે છે "

૧૮૭૦ મા નવલરામ સવાસો રૂપીઆને પગારે અમદાવાદ ટ્રેનિગ કોલેજના વાઇસ પ્રિન્સિપાલ નિમાયા એ જગા ઉપર ૧૮૭૬ સૂધી રહ્યા

નવલરામભાઈ જ પોતાની નોધપોથીમા નોધે છે કે ' સૂરત કરતા અહીંયા થોડા તરગ ઉઠે છે એ વાત તો ખરી × × હવેના તરગ તો ખરૂ કહીએ તો તરગ નથી, પણ Sober બુદ્ધિની નોટ છે "

અમદાવાદમા નવલરામની સાક્ષરકીર્તિ બન્ધાઈ ચૂકી

" અમદાવાદમા લખી છપાવેલા વિવેચનો ઉપયોગી

છે એ વિવેચનોમા નવલરામની વિવેકશક્તિ ઘડાય છે અને કસાય છે ”

મેઘદૂતનુ ભાષાન્તર થયુ બાળલગ્ન બત્રીશી રચાઈ.

૧૯૭૬ ના ડિસેમ્બરમા રાજકોટ ટ્રેનિગ કોલેજના પ્રિન્સિપાલ નિમાયા, ને અન્તકાળ સૂધી ત્હ્યા રહ્યા બારેક વર્ષ રાજકે'ટમા ગાળ્યા

‘ સ્વભાવ ઠરેલો થાય છે, કાર્યપ્રકાશનો ઉદય થાય છે ’ ગો મા ત્રિ ‘ સૂરત કરતા અમદાવાદનુ, અને અમદાવાદ કરતા રાજકોટનુ લખાણ વધારે ઠરેલ છે ’ ‘ ઘણે અ શે ગ્રન્થપરીક્ષા, ’

## ૪. નવલરામ પ્રધાનતઃ વિવેચક.

ગુજરાત સભારે છે અવલોકનકારોના સમ્રાટ તરીકે નવલગ્રન્થાવલિનો આખો યે બીજો ભાગ એ ગાદી તે પછી સૂની

‘ ગ્રન્થકાર કરતા ગ્રન્થપરીક્ષકનુ કામ વધારે સ્હેલુ નથી ’ ગો મા ત્રિ

---

નવલરામભાઈ પછી સુદર્શનગદ્યાવલિમા કેટલાક વિવેચનો કવિતા ને સાહિત્યમા કેટલાક વિવેચનો મ્હારો અભ્યાસસગ્રહ–સાહિત્યમન્થન છપાય છે એમાથી કોઇ નવલગ્રન્થાવલિમાનો બીજો ભાગ નહીં મણિલાલ રમણભાઇ કે હુ નવલરામ નહીં જ

સાહિત્યવિવેચનાની શૈલીઓ

ક સંસ્કૃત ફિલસુફીના ભાષ્ય ત્હેવી સાહિત્યમાં મલ્લીનાથની ભાષ્યશૈલી माघे मेघे गत वयम् ગુજરાતીમાં ગો મા ત્રિ નો દયારામનો અક્ષરદેહ અને સરસ્વતીચન્દ્રમાં મહાભારતનો અર્થવિસ્તાર એ બે એ ભાષ્યશૈલીના નમૂના

મણિલાલ દ્વિવેદીની–ઉત્તમલાલ ત્રિવેદીની Apologetic Schoolનો એમાં સમાવેશ

ખ ઇંગ્રેજી ૧૮ મી સદીની Johnsonian Ipse Dictism–બાબાવાક્ય પ્રમાણમ્ કવિતાની પોતે વ્યાખ્યા બાંધે, રસશાસ્ત્રના પોતે નિયમો રચે, પછી તે સ્વયં પાડેલા ચોગઠાઓમાં કવિઓ ને ત્હેમની કવિતાઓ કેમ ગોઠવાય છે એ પારખવું ગુજરાતમાં એ પદ્ધતિ રા બ. રમણભાઈની ગુર્જર સાહિત્યની એમની પરીક્ષાના હસનીય પરિણામોના નમૂના ૧૮૯૩ માં ગુજરાતી કાવ્યસાહિત્યના ખારા સાગરમાં મીઠી વીરડી એક કુસુમમાળા અને નરસિંહમીરાં નહી, ભોળાનાથભાઈ ગુજરાતના સર્વશ્રેષ્ઠ ભક્તકવિ

મિ નરસિંહરાવના થોડાક જ વિવેચનો, પણ એ પદ્ધતિના

૧૯ તી સદીની પદ્ધતિ સ્ટોફર્ડ બ્રૂક, પ્રો ડાઉડન વિ ની Studies Analysis, synthesis, exposition

આ સંગ્રહમાંની મ્હારી સાહિત્યવિવેચનાઓના એ માર્ગે પ્રયત્નો

૨૦ મી સદીની શૈલી Propagendists–ચળવળિયા-ધાધલિયાઓની સાહિત્યકારો ને ટીકાકારો સહુ પોતપોતાના Propagandaના ગીત ગાય કૂતરૂ ખેચે ગામ ભણી ને શિયાળ ખેચે સીમ ભણી પક્ષવાદની શૈલી ૨૦ મી સદીની.

યૂરોપમા, ઇગ્લાડમા, હિન્દમા, ગુજરાતમા–બધે એ પક્ષવાદશૈલી અન્યસાહિત્યને વર્જીને આનન્દશકર કે રમણભાઇ નરસિંહરાવ માટે જ લખે–બોલે,બળવન્તરાય ઠાકોર કાન્તમાળા જ છપાવે, સાહિત્ય ખબરદારનો જ મદવાડ છાપે, કે સૌરાષ્ટ્ર બોટાદકરની જ કથા અકોની પર પરામા છાપ્યે જાય એ સહુ પક્ષવાદ Perspective જ પક્ષવાદનુ

ત્રિભુવન પ્રેમશકર–મસ્ત કવિનુ અવસાન નવજીવનમા તો નોધે શેની હોય! સૌરાષ્ટ્રમા ત્રણ લીટી

અસહકારીઓ ઇતિહાસ જ ભૂલ્યા છે જાણે પોતાના જ પુરોગામીઓ સાથે અસહકાર દલપતરામની હુન્નરખાનની ચ્હડાઈ, દાદાભાઈની Drain Theory, કાટાવાળાની સ્વદેશીની ચળવળ, દયાનન્દીઓનો અન્ત્યજોદ્ધાર, દયાનન્દની ડો બેસન્ટની દક્ષિણીની બગાળીની રાષ્ટ્રીય કેળવણી, દાદાભાઈનો સ્વરાજ્ય–મન્ત્ર કે ડો. બેસન્ટનો Home Rule ટકાર એ ઇતિહાસો અસરકારીઓને સાભરે છે?

પુરોગામીઓની ગુણપૂજાથી ચળવળિયાઓની ચળવળ વધે કે ઘટે? યશસ્વી વશનામું સભારતા ખાનદાની ઘટે નહીં

મ્હારી પાસે નવા કાવ્યો ચળવળને અંગે લખાવવા આવ્યા મ્હારો પ્રશ્ન પૂર્વે લખાયેલી કવિતાઓનો શો સદુપયોગ કર્યો તે દાખવો, પછી નવી કવિતાઓ નવી કવિતાઓની યે જૂનીના જેવી દશા થશે

અસહકારમા વર્તમાન ગુણીઓનો સહકાર નથી, પુરોગામીની ગુણપૂજા નથી અનુદારતાની પરાકાષ્ટા છે મહાત્મા ન બોલે તો કોન્ફરન્સમા બોલવા યે ન દે ઘણા મુદ્દાઓમા સ્વરાજ્યવાદીઓ સાથે એકમત, એક મુદ્દામા-મુખ્યત્વે-મતભેદ, તો કમિટિઓમાથી હાકી કહાડો

અસહકાર આર્યસમાજની અનુદારતા ને અસહિષ્ણુતાની ટીકા કરે છે ને મ્હો મચકોડે છે, ત્યારે તો જાણે ચારણી કરખડાને હસતી લાગે છે

૭ ગુજરાતી ગુજરાતી વિવેચકો ને વિવેચનો વિશે તો કહ્યુ છે ઉપર

ગોવર્ધનભાઈના બે ભાષ્ય દયારામનો અક્ષરદેહ ને મહાભારતનો અર્થવિસ્તાર, બે Studies નવલરામનુ જીવનવૃત ને Classical Poets of Gujarat

રા વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યનુ સરસ્વતીચન્દ્રનુ અવલોકન

કાન્તનુ સિદ્ધાન્તસારનુ અવલોકન સુન્દર કલાયુક્ત

રમણભાઈનુ વિભાવરી સ્વપ્નનુ અવલોકન નવલરામભાઇ પછી આવા ગણ્યાગાઠયા જ અવલોકનો સભારવા જેવા

બળવન્તરાય ઠાકોરના વિવેચનો-ઘણે ભાગે-Failed author વાળી ઇગ્રેજી લોકોક્તિ સ્મરાવે છે (ભવિષ્યનુ

એમનુ ગ્રન્થપ્રકાશન આ અભિપ્રાયને ખોટો પાડશે તો તેથી હુ રાજી થઇશ )

મ્હારો ને એમનો રાજકોટમાનો પહેલો સાહિત્યવિષયક મતભેદ રાજકુમાર કોલેજ ૧૯૦૫ અભ્યાસક્રમના પુસ્તકો ગુજરાતીમા નક્કી કરવાનુ અમને સોપ્યુ પ્રિન્સિપાલે મ્હારો સિદ્ધાન્ત કોલેજ છોડે તે પહેલા નવી કવિતાની ઝાખી કરાવવી કુસુમમાળા શીખવવી. મિ ઠાકોર ઝવેરીલાલભાઈનુ શકુન્તલાનુ ભાષાન્તર શીખવવુ મિ ઠાકોરે મ્હને પૂછ્યુ શાકુન્તલ કરતા કુસુમમાળા ચ્હડે ? કહ્યુ, ના ઝવેરીલાલભાઇના ભાષાન્તર કરતા કુસુમમાળા ચ્હડે અન્તે અમે પોતપોતાના વર્ગોને માટે પુસ્તકો પસદ કીધા મિ ઠાકોરે ઝવેરીલાલભાઈનુ ભાષાન્તર શીખવ્યુ પરિણામ પોતાનુ શાકુન્તલનુ ભાષાન્તર

સાક્ષરી અભિપ્રાયોની એ કથા

આથી યે હલકો વર્ગ છે ભાડૂતી ટીકાકારોનો માસિકોના માલિકો કહે ત્હેવા તરફેણના કે વિરૂદ્ધના અવલોકન લખી લાવે એવાઓના અભિપ્રાયોને તો પ્રજા લેખકના યે મત માનતી નથી, પણ એમને મળતા કોક પ્રકારના મૂલ્યના એ મત છે એવા ખરીદેલા–વેચાતી લીધેલા અવલોકનોને યે પ્રજા તો ઓળખી જાય છે

એલફિન્સ્ટન કોલેજમા તો શીખવતા એમ કહેવાય છે કે આ તો ત્હારા કાકાના માથા જેવુ ચરણ છે ’ ત્રણેક

હાયકા મ્હેલાની એલફિન્સ્ટન કોલેજમાની ગુજરાતી સભા કાશીરામ દવે. રા બ રમણભાઈ ને દલપતરામ દવે સાહેબ ખરાબ નમૂનાઓ દલપત-કાવ્યમાથી કેમ ? સારા નમૂના નરસિંહરાવ ને પ્રાર્થનામાળામાથી કેમ ? કે-હ-ડા-ના સારા નમૂના નથી ? એ રમણભાઇની શૈલી એક આખ મીચેલી જ રાખવી, અને Historical perspectiveની શૂન્યતા

ટીકાખોરોના મ્હારા અનુભવો કહુ ? નહી કહુ

પણ મ્હારો સિદ્ધાન્ત કહીશ એક જણ કવિ ! આ તો છેક જ ટીકાકારની ભૂલ ઉત્તર આપો કહ્યુ ના, લેખકનો એ કર્તવ્યધર્મ નથી વીશ વર્ષ આપીશ, પચ્ચીશ-પચ્ચાસ વર્ષ આપીશ ને પછી ? આજે વ્યાસવાલ્મીકિ ક્ય્હા ઉત્તર આપવા આવવાના ?

ટીકા વાચવી, વિચારવી, સારભાગ સ્વીકારવો, અસારભાગ તજવો કદી યે ચર્ચામા ન ઉતરવુ મળે ત્ય્હારે ખુલાસો પૂછવો કે કરવો

ખોટ્ટામા ખોટ્ટી ટીકાને યે અનુત્તર પ્રજામત ન્યાયાધીશ આજનો જ નહીં ભવિષ્યના યે સૈકાઓનો પ્રજામત એ જ સાહિત્યનો સાચ્ચો ન્યાયાધીશ

## ૫. વિવેચકની ગુણસામગ્રી.

'આ દેશના તેમ પરદેશના સર્વ વિદ્વાનોનો મત એવો છે કે ગ્રન્થપરીક્ષા એટલે ગ્રન્થમા સારૂ શુ છે તે જાણવુ ને જણાવવુ × × આનો અર્થ એવો નથી કે પરી

ક્ષક દોષ જૂવે પણ નહીં, અને દેખાડે પણ નહીં પણ એ તો ગુણને અંગે દોષ જૂવે છે." ગો મા ત્રિ

વિવેચકની ગુણસામગ્રીમા અનેક ગુણોનો સંચય હોય ત્હારે શોભે

સમતુલા વ્રત મૈત્રીનો, સગપણનો, સિદ્ધાન્તનો, પક્ષવાદનો, Prejudiceનો, Predilectionનો, વા યે ન વાવા દેવો

Open mind ખુલ્લા દ્વાર ન્યાયાધીશની પેઠે છેલ્લી ઘડી સૂધી સંકોચિત દિલ નહી, બન્ધ કબાટ નહી Short-sighted ન થવુ સર્વે ઈન્દ્રિયોના દ્વાર સદા ઉઘાડા

Sympathy એ વિના તો આંખોએ પડળ ને અન્ધારા

Knowledge પોતાના જ્ઞાનભંડારની વિશાલતા અજાણ્યા વિષયના આંકડા યે ન આવડે, તો તુલના ક્ય્હાથી થાય ?

Progressiveness–વખતના વહેવા સાથે વધવુ જોઈએ રમણભાઈ–નરસિંહરાવ ત્હેમના જમાનામા–૧૮૮૮મા આગળ આજે છેક પાછળ કેટલાક કહે છે કે 'સ્વદેશાભિમાન' શબ્દથી યે અભડાય Progressive તો નહી જ

રસવિવેક આછામા આછી રંગછાયાઓ પારખવી ને સ્હમજાવવી હીરામોતીના ઝવેરીઓથી યે ઝીણવટ દિલ ને બુદ્ધિના હીરાપારખ

ઉદારતા ન્હાની ભૂલો જતી કરવી, મ્હોટી ભૂલો છોડવી નહી હાથીની વૃત્તિ, કૂથલીખોરની વૃત્તિ નહી

ઢાલની બન્ને બાજૂ જોવી એક આખ મીચીને કે બાડી ચે દૃષ્ટિથી ન જોવુ પેલા ફકીરની અવલોકન કરવાની ટેવ

Historical perspective દીર્ઘદૃષ્ટિ પુરોગામીઓ અને સમકાલીનોને યથાયોગ્ય ન્યાય

પરિદર્શન અશદર્શન નહી બને તેટલી બધી ચે બાજુથી નિહાળવુ હીરાના બધા ચે પાસા પારખવાના

---

ઉત્તમ ન્યાયાધીશની સકલ ગુણસામગ્રી એ જ ગ્રન્થ-પરીક્ષકની ગુણસામગ્રી

૬. નવલરામ વિવેચક.

નવલગ્રન્થાવલિ, ભાગ ૨ જો

ઉપર જણાવેલા ઘણા ગુણો દાડી ન્હોતી ડોલી જતી એમ નહી પણ ઠરતી

ઉદાહરણ દલપત, નર્મદ, પ્રેમાનન્દ વિશેના અભિપ્રાયો

અનેકદેશી જ્ઞાનભડાર વિશાલ વાચન બ્હોળો અનુભવ ઊડી વિચારણા વારવાર વાગોળવુ ઠરેલપણુ-સ્વાસ્થ્ય.

કાઠિયાવાડના એક રાજવી આજે વડા બુદ્ધિશાળી પણ લગભગ નિરન્તર Wheels ઉપર-મોટરના કે રેલ્વેના કે આગબોટના

---

નવલરામભાઇમા એ સમતુલા ક્ય્હાથી આવી ? સૂરતમા ન્હોતી, અમદાવાદમા કાઇંક-બીજ રોપાણુ, રાજકોટમા વિકાસ પામી, ડોલતી દાડી ઠરી

સમસ્ત ગુજરાતના થયા ત્ય્હારે આવી સૂરતી નવલ-રામમા ન્હોતી, અમદાવાદી નવલરામમા ન્હોતી, સૂરતી અમદાવાદી કાઠિયાવાડી–સમસ્ત ગુજરાતના નવલરામમા એ પ્રફુલ્લી

ગો મા ત્રિ પા ૬૨–૬૩

એથી વિપરીત દૃષ્ટાન્ત' ગો મા ત્રિ નો સમાલોચ-કમા જોડણી ઉપર લેખ પોતાના સિદ્ધાન્તોનુ મડન પચ્ચીશેક વર્ષો ઉપર

એ ઉપર મિ નરસિહરાવની ટીકા

ગો મા ત્રિ નો ઉત્તર કે અમદાવાદમા જ, ત્ય્હા યે સાકડી શેરીમા જ, ત્ય્હા યે લાખા પટેલની પોળમા જ, અને ત્ય્હા યે એક ઘરમા જ ઉચ્ચારાતા ઉચ્ચાર મિ નરસિહરાવને મતે સમસ્ત ગુજરાતના સાચ્ચા ઉચ્ચાર

એવા ઘરઘોલકિયાઓમા વિશાલતાની શી આશા રખાય ? દેશમા ફરે, સમસ્ત ગુજરાતના થાય, સૂરતી અમદાવાદી નડિયાદી કાઠિયાવાડી મુબઇગરા એ ભેદાભેદથી પર થઇ, એક નગરના નાગર મટી, સમસ્ત ગુજરાતના ગુજરાતી થાય એ જ નવલરામની ગાદીએ આવી શકે

## ૭. નવલરામનો અન્ય સાહિત્યભંડાર.

નવલગ્રન્થાવલિ, ભાગ ૧ લો, ૩ જો ને ૪ થો

ભટના ભોપાળાનો હાસ્યરસ મોલિયેરનો મોક ડોક્ટર

વીરમતી નાટક ભારે છે, ત્હો યે રસિક છે પણ ટેનિસનના હેરોલ્ડ જેવુ

મેઘદૂત એ વખતનુ એક ઉલ્લાસક ભાષાન્તર મેઘ છન્દ નવલરામ જેવા ઠરેલને યે નવા છન્દની યોજના આવશ્યક લાગી મેઘ છન્દ ઉલ્લાસક, મન્દાક્રાન્તા કરુણ-છાયા વાળો

અકબરબીરબલનો કાવ્યતરંગ તે તરંગો છે, ચમત્કાર છે, બુદ્ધિની સમશેરોની પટાબાજી છે

બાળલગ્નબત્રીશી ને બાળગરબાવળી મેથ્યુ આર્નોલ્ડના કાવ્યો જેવા બુદ્ધિપ્રધાન કેટલાક સારા કાવ્યો હાસ્ય રસની છાટ

નવલરામ કવિ નહી, પણ રસિક–રસરસિયા

---

શાળોપયોગી યે ઘણુ કર્યું આજના સાક્ષરોને તો ઘરના કામકાજ કરવા નથી પાખ હોય કે ન હોય, આકાશ ઓળગવા છે, બાળકો સાથે ખેલવુ નથી, તારા-ઓમા રમવુ છે

બાળકોને, બાળાઓને, શાળાઓને નવલરામભાઈ ન વિસારતા

## ૮. ઉપસંહાર.

એક પ્રશ્ન પૂછું ? આજના શ્રોતૃગણને ? સહુ વિચાર-કોને ? સકલ સંસારને ? અવિચાર્યે ઉત્તર ન આપો તો પૂછું

હું આશાવાદી છું સહુ ઈશ્વરવાદી આશાવાદી હોય છતા વસ્તુસ્થિતિ આશાવાદને ડગમગાવી નાખે છે–કોઈક કોઇક વેળા

આપણે–ગુજરાત ને હિન્દ ઇંગ્લાંડ ને યૂરોપ–ને જગત્–ઉંચે ચ્હડિયે છીએ, કે નીચે પડીએ છીએ ?

જાય છે ત્હેની જગા કેમ પૂરાતી નથી ?

એ દલપત નર્મદ ને નવલરામ, એ ગોવર્ધનરામ કલાપી ને કાન્ત ક્ય્હાં છે ?

ઇંગ્લંડના ૧૮૫૦ થી ૧૯૦૦ સૂધીની અડધી સદીના અહરાજો ટેનિસન ને બ્રાઉનિંગ, ડાર્વિન ને રસ્કીન ને મેથ્યુ આર્નોલ્ડ, જોવેટ સ્પેન્સર ને માર્ટિનો ત્ય્હાં યે ક્ય્હાં છે ?

જાય ત્હેનાથી સવાયા આવે તો ઉન્નતિનો યુગ જાય ત્હેમના ખાડા રહે તે તો અવનતિનો યુગ

સારા કે ખરાબ, અધૂરા કે ઊણા, ઊંડા છીછરા કે આછકલા, મેરુ જેવડા કે અણુ જેટલા, એ નરસિંહરાવો ને રમણભાઇઓ, એ આણંદશંકરો ને બળવન્તરાય ઠાકોરો, સો વર્ષના થાવ, પણ જશે ત્ય્હારે ત્હેમના યે ખાડા પૂરનાર જુવાનિયા હજી તો ક્ષિતિજ ઉપર ઉગ્યા નથી

સાક્ષરત્વના પાણીની જગતભરમા ભરતી છે કે ઓટ ? ઓટ માનવા મન થતું નથી

છેલ્લી એક વાત ગુજરાતી સાહિત્યની આજની દશાને કેટલાક Republic of Literature માને છે

એ ખરૂ છે ?

Republic છે, કે Individuals છે ?

દલપતરામની school હતી આજે એમ schools પણ છે ? સમર્થ હોય તે જ schools સ્થાપે એટલા યે સામર્થ્ય આજ કેટલાના ?

આજની આપણા સાહિત્યમાની અરાજકતાનુ એક કારણ દેશ નવલરામસૂનો છે તે

નવલરામભાઈની ખરી કીમત ગુજરાતી સાહિત્યની આજની સ્થિતિ જ ઉચ્ચારે છે

સાહિત્યની, સ સારની, રાજ્યની, વ્યાપારની સમતુલા દેશે ખોઇ છે પૂરા ખીલેલા નવલરામ એટલે ગુજરાતના સમતુલા ને ડહાપણની મૂર્તિ

દેશના ડહાપણ ને સમતુલા પાછા જોઇએ છીએ

ગીતા ભાખે છે समत्व योग मुच्यते

